

# પ્રસ્તાવના

પંડિત જવાહરલાલ નેહરુના જીવનના પ્રેરક પ્રસંગોના આ બે ભાગ ગુજરાતની સાહિત્યરસિક, ગુણજ્ઞ અને સંસ્કારી પ્રજા સમક્ષ રજૂ કરતાં ખૂબ આનંદ થાય છે

વર્ષો પહેલાં મેં જવાહરલાલજીનું વિસ્તૃત જીવનચરિત્ર લખ્યું ત્યારથી જ એમના તેજસ્વી અને ઉદાત્ત વ્યક્તિત્વને શક્ય તેટલી વિવિધ દૃષ્ટિથી આલેખવાનો નિશ્ચય કર્યો હતો. એમના વ્યક્તિત્વની એક વિરલ વિશેષતા છે: જેમ પાસાદાર હીરાને ગમે તે બાજુથી જોઈએ તોપણ તે એકસરખો પ્રકાશવંત લાગે છે, તેવું જ જવાહરલાલજીનું છે. એમને આપણે ગમે તે દૃષ્ટિબિંદુથી જોઈએ, તોપણ એમાં એમના ઝળહળતા વ્યક્તિત્વનું એકસરખાપણું જણાયા વગર ન રહે.

જગત તો જવાહરલાલજીને રાજપુરુષ તથા મુત્સદ્દી તરીકે જ પિછાને છે, પણ તેઓ જેટલા રાજપુરુષ તરીકે મહાન છે, તેટલા જ ફિલસૂફ, દ્રષ્ટા તથા કલાના ઉપાસક તરીકે પણ મહાન છે અને માનવ તરીકે તો એમની માનવતાનો જોટો જ મળવો મુશ્કેલ છે. એમનું જીવન વસુધૈવ કુટુમ્બકમ્‌નો જીવન્ત દાખલો છે.

આ પુસ્તકમાં સંગ્રહાયેલા પ્રસંગોની વિશેષતા એ છે કે એમાં જવાહરલાલજીના જન્મકાળથી માંડીને તે છેક ઈ. સ. ૧૯૫૫ સુધીના એટલે કે ઈ. સ. ૧૮૮૯ થી ઈ. સ. ૧૯૫૫ સુધીના છાસઠ વર્ષના એમના જીવનનાં વિવિધ પાસાંનાં દર્શન કરાવતા પ્રસંગો ક્રમાનુસાર આપ્યા છે. અને એમ કરીને એમના ઉત્તરોત્તર પાંગરતા–વિકાસશીલ વ્યક્તિત્વનો

વાચકોને કંઈક ખ્યાલ આવે એવો પ્રયાસ કર્યો છે. આ પ્રસંગો એટલા રોચક, દિલચસ્પ અને આકર્ષક છે કે વાચક પુસ્તકનું ગમે તે પાનું ઉઘાડે અથવા ગમે તે પ્રસંગ વાંચે તોપણ એને એમાં રસાનંદ મળવાનો જ, એ નિઃશંક છે.

સ્વાતંત્ર્યસંગ્રામના અપ્રતિમ યોદ્ધા, કોંગ્રેસના પ્રમુખ, સ્વતંત્ર ભારતના પ્રથમ વડાપ્રધાન, વિશ્વવિખ્યાત રાજપુરુષ તથા વિશ્વશાંતિના પ્રણેતા તરીકે જવાહરલાલજી વિષે ખૂબ ખૂબ લખાયું છે, અત્યારે પણ લખાઈ રહ્યું છે, અને ભવિષ્યમાં પણ લખાશે; એટલે આ ગ્રંથમાં તો એમની વિરલ માનવતાને જ કેન્દ્રમાં રાખીને વિશિષ્ટ પ્રસંગોની પસંદગી કરવામાં આવી છે.

આ પ્રસંગોમાં જવાહરલાલજીની માનવતાની સાથે સાથે એમની ખેલદિલી, મહાનુભાવતા, સહૃદયતા, સજ્જનશીલતા, કૃતજ્ઞતા, મિત્રો, સ્વજનો અને સાથીઓ પ્રત્યેની વત્સલતા, ગુણજ્ઞતા, આતિથ્યભાવના, નીડરતા, સાહસપ્રિયતા, સેવાવૃત્તિ, દાંપત્યભાવના તથા સિદ્ધાંતપ્રિયતા વગેરે ઝળહળતા ગુણો બહાર લાવવામાં આવ્યા છે, તો સાથે સાથે એમનો ઉગ્ર સ્વભાવ, અધીરાઈ, ગુસ્સો, આવેશ, તરંગી સ્વભાવ, ઉતાવળિયાપણું, ભોળપણ વગેરે પર પણ આ પ્રસંગો દ્વારા ઠીક ઠીક પ્રકાશ પાડવામાં આવ્યો છે. ઉપરાંત, એમની શરમાળવૃત્તિ, દેશદાઝ, નિર્લોભીપણું, સ્થિતપ્રજ્ઞતા, મનુષ્યપરીક્ષા, આત્મનિરીક્ષણની વૃત્તિ, સ્પષ્ટવક્તૃતા, સદા જાગૃત રહેવાની ટેવ તથા જનતામાં લોકપ્રિયતા જાળવી રાખવાની વિરલ કલા વગેરે જ્વલંત ગુણો દર્શાવતા પ્રસંગો પણ રજૂ કરાયા છે.

આમ જવાહરલાલજીની વિશિષ્ટ માનવતાને કેન્દ્રમાં રાખીને એમના જીવનની ખાસિયતો તેમ જ ખામીઓને નિહાળવાનો આ એક અભિનવ પ્રયાસ છે. માનવ તરીકે તો જવાહર આપણી એટલા બધા નજદીક છે કે એમની મુત્સદ્દીગીરી કે આદર્શવાદ કરતાં નિર્ભેળ

માનવતાથી ઝળહળતું એમનું સ્ફટિક જેવું સ્વચ્છ અને પારદર્શી વ્યક્તિત્વ સૌ કોઈને વધુ આકર્ષે છે. જવાહરની વિશ્વવિશ્રુતતાનું આ જ રહસ્ય છે.

જવાહરલાલજી વિશ્વના આ યુગના એક મહાન જ્યોતિર્ધર છે એમની પ્રતિષ્ઠા તથા લોકપ્રિયતા ઉત્તરોત્તર વધતી જાય છે. જગતની કોઈ પણ જીવંત વ્યક્તિને એમના જેટલી વિશ્વવ્યાપી પ્રીતિ કે પ્રતિષ્ઠા ભાગ્યે જ સાંપડી હશે. જવાહરનાં દર્શન કરવાં એ જીવનનો એક લહાવો લેખાય છે—તેઓ જાણે આલમની એક અજાયબી છે! ઉંમર વધતાં એમની કાર્યશક્તિ ઘટી નથી, પણ વધતી રહી છે. ત્યાગ, કુરબાની, ભાવિ સંબંધી લાપરવાહી, નવતાપ્રેમ, કાંઈક પણ કરીને દુનિયાને તાજુબ કરવાની વૃત્તિ: આ એમના સનાતન યૌવનની સાક્ષી પૂરે છે. યુવાનની જેમ તેઓ સતત ગતિશીલ છે. એમનું વ્યક્તિત્વ બંધિયાર નથી, પરંતુ નિરંતર વિકાસશીલ છે. એમની ચપળતા, ક્રાંતિપ્રિયતા અને ગતિશીલતા એ એમની શક્તિનાં પ્રતીક છે.

જવાહરલાલજીમાં હમેશાં જે આશાવાદ, ઉલ્લાસ અને તાજગી દેખાય છે, તેનું મુખ્ય કારણ એમનો બાળકો પ્રત્યેનો અસીમ પ્રેમ છે. તેઓ બાળક સાથે બાળક બનીને ખેલી શકે છે, અને એટલો વખત દુનિયાની દુવિધામાત્રને વીસરી જાય છે. જવાહરલાલજીને બાળકો જેટલાં પ્રિય છે એટલા જ તેઓ બાળકોને પ્રિય છે. એમની જોડે જો કોઈ છૂટ લઈ શકતા હોય અને તેઓ કોઈની જોડે મુક્ત વિહાર કરી શકતા હોય તો તે બાળકો જ.

જવાહરલાલજીના જીવનની અન્ય લાક્ષણિકતા એ એમની રસ-દૃષ્ટિની વિવિધતા છે. એમને જીવનના એકેએક કાર્યમાં સજીવ રસ છે. પછી તે, એમને ભેટ મળેલા આસામના જંગલી રીંછને ખવડાવવાનું હોય, પોતાના દોહિત્રો જોડે રમવાનું હોય અથવા તો લોકસભામાં, વિદેશ કચેરીમાં કે કોંગ્રેસ મંડપમાં રાજકીય ચર્ચા કે પ્રવચન

કરવાનાં હોય અથવા તો આન કાજે ઊઠીને ઉર્પાસન કરવાનું હોય: જવાહરલાલજી બધે ઠેકાણે એકસરખી સહજતા અનુભવે છે. કારણ કે, એમને પ્રત્યેક કાર્ય કલાત્મક રીતે કરતાં આવડે છે એમને જીવનકલા સહજ સાધ્ય છે.

જવાહરની પ્રત્યેક ક્રિયામાં સુઘડતા અને સૌન્દર્યનાં દર્શન થાય છે. પછી તે એમના પહેરવેશમાં હોય કે એમના ગુસ્સામાં હોય. એક જણે સત્ય જ કહ્યું છે કે જવાહરલાલજી જ્યારે ગુસ્સે થાય છે ત્યારે વધુ સુંદર લાગે છે! કેટલાક કહે છે કે તેઓ જ્યારે ઉશ્કેરાટ અનુભવે છે, દિમાગ ગુમાવે છે, ત્યારે તેઓ શાંત હોય છે તેના કરતાં વિશેષ આકર્ષક લાગે છે. આમ જવાહરલાલની વિકૃતિઓ પણ એમને સુંદર બનાવે છે. એમની પાસે જાણે કોઈ એવો કીમિયો છે, કે જેને પ્રતાપે એમની પાસેની અસુંદર વસ્તુ પણ સુંદર બની જાય છે.

જવાહરલાલજીના વિરાટ વ્યક્તિત્વ વિષે આપણે કવિકુલગુરુ કાળિદાસના શબ્દોમાં કહી શકીએ કે:

विना बाल्येन चापल्यं
वृद्धत्वं जरया विना ।

આવા સ્વતંત્ર ભારતના જ્યોતિર્ધર જવાહરલાલજીના જીવનના એકેકથી ચડે એવા સો પ્રસંગો અહીં બે ભાગોમાં રજૂ કરાયા છે.

આ પ્રસંગોને પ્રથમથી અંત સુધી વિવેકબુદ્ધિથી તપાસી જઈ, તેમાં પ્રસંગાનુસાર યોગ્ય ફેરફારો કરી તથા પોતાના અતિવ્યવસાયી જીવનમાંથી માંડ માંડ ફુરસદ મેળવી, મારા મિત્ર, સૌજન્યમૂર્તિ શ્રી. રતિલાલ દીપચંદ દેસાઈ એ મને જે સક્રિય સહકાર આપ્યો છે તેની આભારપૂર્વક નોંધ લઉં છું.

બુદ્ધજયંતી: વિ. સં. ૨૦૧૮.
૪૩, જરીવાલા બિલ્ડિંગ,
ચોપાટી: મુંબઈ–૭

અંબેલાલ નારણજી જોશી

# ભાગ પહેલાનો અનુક્રમ



## ભાગ બીજાનો

# અનુક્રમ

[ ૧ ]

## જન્મથી જ મહાન

ઈ. સ. ૧૮૮૯નું વર્ષ એ હિન્દના અને જગતના ઇતિહાસનુ એક યાદગાર વર્ષ હતું. એ વર્ષે નવેંબરની ચૌદમી તારીખે જવાહરલાલ નેહરુનો જન્મ થયો હતો.

અલ્લાહાબાદ એમનું વતન. એમના પિતાનું નામ મોતીલાલજી. માતાનું નામ સ્વરૂપરાણી.

મોતીલાલજી તો જબરા વકીલ હતા. એમની બુદ્ધિ ભલભલાને ચૂપ કરી દે એવી. અને લક્ષ્મીની તો એમને ત્યાં છોળો ઊછળે. જવાહર આવા બુદ્ધિશાળી અને ધનવાન પિતાના એકના એક પુત્ર.

જવાહર પણ દેશ-પરદેશમાં ભણીને મોટા વકીલ (બૅરિસ્ટર) થયા. પણ એમણે પોતાની આવડત અને હોંશિયારી પૈસા રળવામાં ન વાપરી. એ તો ભારતમાતાના મોટા સેવક બની ગયા.

એ જ જવાહર આજે સ્વતંત્ર ભારતના વડાપ્રધાન છે. છ છ વાર તો એ મહાસભા (કોંગ્રેસ)ના પ્રમુખ બન્યા હતા.

મહાત્મા ગાંધીને તો એ ખૂબ પ્યારા : બાપુએ એમને પોતાના રાજકીય વારસ કહીને બિરદાવ્યા. જવાહર હિન્દની જનતાના લાડીલા નેતા છે. પરદેશીઓ ઉપર જાણે એમનું નામ કામણ કરે છે. દુનિયાની શાંતિ એ નેહરુનો જીવનમંત્ર છે. એ દેશને અને દુનિયાને સુખી કરવા રાત–દિવસ કામ કરે છે.

જવાહરને જન્મથી જ મોટાઈ પ્રાપ્ત થઈ ગઈ છે. એક રીતે કહીએ તો, એ જન્મથી જ મહાન છે. મહાન પિતાને ત્યાં, હિન્દમશહૂર ધારાશાસ્ત્રીને ત્યાં, વૈભવ અને જાહોજલાલીના વાતાવરણમા જન્મવું, એ પણ કુદરતની મોટી કૃપા જ લેખાય.

જવાહરનો જન્મ એ મોતીલાલજીને માટે મહાન ઉત્સવનો પ્રસંગ હતો. તે દિવસે ખૂબ ખૂબ દાન આપવામાં આવ્યુ. ઘરના નાનામોટા બધા નોકરોને ખૂબ રાજી કરવામાં આવ્યા. જવાહરનો જન્મ એ માત્ર મોતીલાલજીના ઘરનો જ નહિ, આખા નેહરુ કુટુંબનો જ નહિ, પણ આખા અલ્લાહાબાદ શહેરને માટે ઉત્સવ બની ગયો. તે દિવસે આનંદભવન જાણે આનંદનું ધામ બની ગયું.

જાણે કોઈ રાજા–મહારાજાના કુંવર હોય એવી રીતે જવાહરની માવજત થતી. મોંમાગ્યા પૈસા આપીને સારામાં સારી ચીજો એમને માટે લાવવામાં આવતી.

દુનિયાના મહાન પુરુષ બનવા સર્જાયેલ જવાહર આ રીતે લાડકોડમાં મોટા થવા લાગ્યા.

[૨]

## એક દિવસના રાજા

**જવાહરની** બાલ્યાવસ્થા નિર્દોષ આનંદમાં અને હેતાળ સ્વજનોના વાત્સલ્યમા પસાર થઈ. એ પાણી માગતા ત્યા દૂધ મળતુ. એમના કોડ સપૂર્ણ રીતે સંતોષાતા બધાય એમને રાજી રાખવા પ્રયત્ન કરતા.

જવાહર બધા ધાર્મિક તહેવારો ખૂબ રસથી માણતા હોળી, જન્માષ્ટમી, રામનવમી, તાજિયા, મહોરમ એ બધામા એમને ખૂબ આનંદ આવતો પણ જવાહરને મન મોટામા મોટો તહેવાર એમની પોતાની વર્ષગાંઠનો હતો આ તહેવાર દર વર્ષે નવેમ્બરની ૧૪મી તારીખે આવતો

એ દિવસે, સવારના પહોરમા જ, જવાહરને સારા સારા વસ્ત્રો પહેરાવી, એક ત્રાજવામાં બેસારી ઘઉ, ચોખા વગેરે જોડે તોલવામા આવતા ને એ ચીજો ગરીબોને દાનમા આપી દેવામા આવતી

સાજના મોટી મિજબાની થતી એમાં અટલાહા બાદની એકેએક પ્રતિષ્ઠિત વ્યક્તિને આમંત્રણ અપાતુ. જવાહરને એ દિવસે પિતાજીના મિત્રો, અમીલો, સગા

સંબંધીઓ તરફથી જાતજાતની ભેટો મળતી.

જવાહરને એક વાતનું દુઃખ રહેતું કે આવો આનંદ-જનક પ્રસંગ વર્ષમાં એક જ વાર આવે છે ! એ દિવસ વર્ષમાં અનેક વાર આવતો હોય તો કેટલું સારું ! કારણ, એ દિવસે સૌનું લક્ષ્ય જવાહર પર કેન્દ્રિત થતું.

એ પ્રસંગે જાણે જવાહર એક દિવસના રાજા બની જતા!

[૩]

## પિતાજીનો કડક મિજાજ

બાળ જવાહરને એમના પિતા મોતીલાલજી પ્રત્યે ખૂબ આદર હતો. એમના પિતા એ એમની આદર્શમૂર્તિ હતા એથી, નાનપણથી જ એમને એમ થતુ કે મોટો થઈને હુ પિતાજી જેવો જ થઇશ પણ જ્યારે જ્યારે પિતાજીને નોકરો કે ઘરના માણુસો ઉપર ગુસ્સાથી લાલ લાલ થઈને વઢતા જોતા ત્યારે જવાહર ભયથી કપી જતા અને પિતાજી નાહક નોકરો પર ગુસ્સે થાય છે એ વિચારથી એમને પિતા પર કયારેક રોષ પણ આવી જતો

પિતાજીના આવા ઉગ્ર મિજાજનો સ્વાદ જવાહરને પણ એકવાર ચાખવો પડેલો ત્યારે જવાહરની ઉમર પાચ–છ વર્ષની હશે એક દિવસ રમતા રમતા એ પિતાજીના ખડમા પહોચી ગયા ત્યા મેજ ઉપર એમણે બે ફાઉન્ટન પેનો જોઈ જવાહરને થયુ કે પિતાજી કઈ થોડા બન્ને હાથે લખવાના છે? એટલે એમને એક ફાઉન્ટન પેન પૂરતી છે અને મારી પાસે તો આવી એક પણ પેન નથી એમ વિચારી જવાહરે એક પેન પોતાના ખિસ્સામા સેરવી દીધી

થોડીવારમાં મોતીલાલજી આવ્યા. એમણે ટેબલ પર પેન ન જોઈ એટલે બૂમાબૂમ કરીને આખા ઘરને ગજવી મૂક્યું. આખા ઘરમાં તપાસ ચાલી. સૌ ખૂણાખાંચરા જોઈ વળ્યા. જવાહર તો આ ધાટાધાંટથી એવા ગભરાયા કે સૂનમૂન થઈ ગયા. આખરે એ તપાસમાં જવાહરની પણ ઝડતી લેવાઈ, ને પેન એમના ખીસામાંથી નીકળી! ચોર પકડાયો! નોકરોએ કહ્યું : 'છોટા બાબુએ પેન લીધી છે!'

મોતીલાલજી આથી ખૂબ ચિઢાયા. એમને થયું કે મારો દીકરો ચોરી કરે? એટલે એમણે તો જવાહરના શરીરને એવું હલકું કરી નાખ્યું, કે, ઘણા સમય સુધી શરીર પર મલમપટ્ટા લગાવવા પડયા!

જવાહર રડતા રડતા માની ગોદમાં લપાઈ ગયા. ચોરીની શિક્ષાનું દર્દ એમણે દિવસો સુધી સહ્યું. જવાહરને પોતાને સજા થઈ તેની સામે વાંધો નહોતો, પરંતુ પિતાની સામે એમની ફરિયાદ એ હતી કે ગુનાના પ્રમાણમાં શિક્ષા ઘણી આકરી અને ક્રૂર હતી!

આમ છતા, જવાહરનો પિતા માટેનો પ્રેમ, આ બનાવ પછી પણ, જેવો ને તેવો જ કાયમ રહ્યો. પણ એમાં ડરનો અંશ અત્યાર સુધી નહોતો, તે હવે દાખલ થયો!

[ ૪ ]

## બાળપણના સંસ્કારદાતાઓ

**જવાહર** પ્રત્યે એમનાં વાત્સલ્યમૂર્તિ માતા સ્વરૂપરાણીનો પ્રેમ અખૂટ હતો. માતાની સ્નેહવર્ષાથી જવાહરના બધા ગુનાઓ ધોવાઈ જતા. આથી જવાહરને પિતાજી કરતાં માતા વધારે નજીક લાગતાં. તેઓ જેટલી આસાનીથી, જેટલી શ્રદ્ધાથી અને જેટલા ઉત્સાહથી માતાની આગળ પોતાના મનની બધી વાત કહેતા, એટલી પિતાજી આગળ કહી શકતા નહિ.

જવાહર કહે છે કે એમની માતા સુંદર અને આકર્ષક હતાં એના નાના નાના સુંદર હાથો, ને નમણા પગ એમને બહુ ગમતા. માતા એમને હિન્દુ પુરાણની કથાઓ કહેતાં, રામાયણ–મહાભારતનો પરિચય કરાવતાં અને હિન્દના ઈતિહાસની રોમાંચક અને રોમહર્ષણ વાતો કરી એમની બાળકલ્પનાને સતેજ કરતાં.

જવાહરને એક કાકી હતાં. એ પણ એમની જોડે જ રહેતા. એમની પાસે તો વાર્તાઓનો ખજાનો ભર્યો હતો. એ ખજાનો જવાહર એમની પાસે બેસીને વાતો સાંભળતા

ત્યારે ઊઘડી જતો. આથી આપણી પુરાણની બધી કથાઓથી જવાહર પરિચિત થયા, એટલું જ નહિ, પણ એ કથાઓની અસર એમના બાલમાનસ પર સારા પ્રમાણમાં પડી. આમ જવાહરનાં સાંસ્કૃતિક અને બૌદ્ધિક ઘડતરમાં એમનાં માતા તથા કાકીનો ફાળો ઘણો મહત્ત્વનો કહી શકાય.

જવાહરની બાલ્યાવસ્થામાં એમના ઇતિહાસપ્રેમી, નવતાપ્રેમી, કલ્પનાશીલ અને સૌંદર્યદર્શી માનસ પર ચિરસ્મરણીય અસર જો કોઈએ કરી હોય તો તે એમના શિક્ષક મુનશી મુબારકઅલીએ. મુનશીજી મોતીલાલજીને ત્યાં મહેતાજી તરીકે નોકરી કરતા હતા. એ બાળજવાહર પર પુત્ર જેવો પ્રેમ રાખતા હતા. તેઓ ઘરના સુખી હતા. પણ ૧૮૫૭ની ક્રાન્તિમાં એમના કુટુંબે આહોમ કરીને ઝંપલાવ્યું. અને એ યજ્ઞમાં એમનું આખું કુટુંબ પાયમાલ થઈ ગયું. આથી નાનાં બચ્ચાં તરફ એમના વાત્સલ્યભર્યાં હૃદયમાં હમેશાં અસીમ પ્રેમનો ઝરો વહેતો.

જવાહર જરા રડે, તો એમનો જીવ કપાઈ જતો. તેઓ એમને ખૂબ આશ્વાસન આપતા, ને છાના રાખતા. એવે પ્રસંગે તેઓ જવાહરને પાસે બેસાડીને અરબી ને ફારસી સાહિત્યની વાતો અને ખલીફાઓની ઉદારતાની ને બહાદુરીની વાતો સંભળાવતા, એટલું જ નહિ, પણ ૧૮૫૭ની ક્રાન્તિના હેરતભર્યા કિસ્સાઓ સુણાવીને એમના દિલમાં જાણે ભાવિ ક્રાન્તિનાં બીજ વાવતા. અને જવાહર પણ ઉત્સાહથી એ ક્રાન્તિમાં હિન્દના નવજુવાનોએ આપેલી ભવ્ય કુરબાનીની વાતો સાંભળતા ને દિવાસ્વપ્ન જોતા.

નાના હતા ત્યારે જવાહર મા-કાકી જોડે દેવદર્શને જતા, ત્રિવેણીસંગમમાં સ્નાન કરવા જતા અને આમ પવિત્ર હિંદુ ધર્મને રંગે રંગાતા.

બચપણમાં જવાહરની એક મુગ્ધ માન્યતા હતી કે ધર્મ તો સ્ત્રીઓ માટે જ છે! એ કેવળ સ્ત્રીઓનો જ ઇજારો છે, કારણ કે, એમના ઘરમાં મા, કાકી વગેરે દેવપૂજા કરતાં, ગંગાસ્નાન કરતાં, ગીતા વગેરે વાંચતાં અને વારતહેવારે અપવાસ પણ કરતાં, જ્યારે એમના પિતા, કાકા વગેરે ધાર્મિક બાબતો પ્રત્યે સાવ ઉદાસીન રહેતા

આમ જવાહરનું બાળપણ નિર્દોષ આનંદમાં, રમતગમતમાં, ધાર્મિક, પૌરાણિક, અતિહાસિક કથાઓ સાંભળવામાં તથા ઉત્સાહના વાતાવરણમાં પસાર થયું.

આ સમય જવાહરના જીવનનો સુવર્ણકાળ હતો, અને આ સમયનો આ સાંસ્કારિક વારસો એમને માટે મહામૂલો હતો.

[ ૫ ]

## બહાદુર અસવાર

**મોતીલાલજી** ઘણા શોખીન માણસ હતા. સારી સારી ચીજો વસાવવાનો એમને ઘણો શોખ. તેમાંય એમનો ઘોડાનો શોખ તો ખૂબ જાણીતો. તેઓ પોતે ઘોડેસવારી કરતા, એટલું જ નહિ પણ એમની ઘોડાગાડીને સારામાં સારા ઘોડાઓ જ જોડાતા. આખા અલ્લાહાબાદમાં એમના ઘોડાઓ વખણાતા.

મોતીલાલજીના તબેલામાં જાતજાતના ઘોડાઓ હતા. તેઓ પોતે ઘોડેસવારી કરતા અને જવાહરને પણ ઘોડેસવારીનો નાદ ઠીક લાગેલો.

એકવાર એક ખૂબ તેજી ઘોડો આવેલો. જવાહરને એના ઉપર સવારી કરવાનુ મન થયું. મોતીલાલજીની જવાહરને એકલો મોકલવાની ઇચ્છા નહિ, પણ જવાહરે જીદ પકડી, અને એ એકલા ગયા. ઘોડો તેજી હોવાથી બાળજવાહરને શાનો ગાંઠે? એણે જવાહરને પીઠ પરથી નીચે ફેંકી દીધા, ને દોડતો, હણહણતો એ ઘોડો સીધો ઘેર આવ્યો!

અસવાર વગરનો ઘોડો આનંદભુવનના કંપાઉંડમાં

દાખલ થયો ત્યારે મોતીલાલજી એમના વકીલમિત્રો સાથે ટેનીસ રમતા હતા. એમણે ઘોડાવાળાને જવાહરની પાછળ પાછળ જવા કહેલું, એટલે એમને તો એમ જ કે જવાહર સલામત છે. પણ ઘોડાને એકલો પાછો આવેલો જોઈ તેઓ એકદમ ગભરાયા, ને હાહો કરી મૂકી.

બીજી જ ક્ષણે, ટેનીસની રમત પડતી મૂકી, મોતીલાલજી, એમના મિત્રો અને બીજા બધા જવાહરને શોધવા નીકળી પડયા. બધા હાંફળાફાંફળા બની ગયા, બધાના જીવ ઊડી ગયા, કારણ કે અરબી ઘોડે પછાડયા હોય તો જવાહરને સખત વાગ્યું હોવું જોઈએ એમ જ બધાએ માની લીધેલું.

પણ જવાહર રસ્તામાં જ મળ્યા. એમને તો આ બધું સરઘસ આવતું જોઈ સમજાયુ નહિ કે આ બધી ધમાલ શાની છે? સરઘસમાં એમના પિતાજી સૌથી આગળ હતા. એમણે જવાહરને સલામત જોઈને દોડીને ઊંચકી લીધા ને હર્ષાશ્રુ સહિત અનેક ચુંબનોથી વધાવી લીધા; અને જવાહરે જાણે કોઈ બહાદુરીનું-વીરતાનું કામ કર્યું હોય, એમ સૌના દેખતાં એમની પીઠ થાબડી.

જવાહરને લઈ સૌ આનંદભુવન પાછા ફર્યા ત્યારે જ જવાહરનાં માતુશ્રીના જીવમાં જીવ આવ્યો!

[ ૬ ]

## આજ્ઞાંકિત દરવાન

**જવાહરલાલની** ઉંમર હજી નાની જ હતી. એક દિવસ એમના પિતા મોતીલાલજી કોઈ રાજકીય પુરુષ જોડે ગંભીર વાતચિતમાં હતા, એટલે એમણે જવાહરને કહ્યું : 'હું ખાસ કામમાં છું, કોઈને અંદર આવવા દઈશ નહિ.'

જવાહર તો દરવાનની જેમ દરવાજે ગોઠવાઈ ગયા. થોડો સમય થયો, એટલામાં એક મોટા જમીનદાર બહુ જરૂરી કામ માટે મોતીલાલજીની સલાહ લેવા આવ્યા. જવાહરે એમને અંદર જતાં અટકાવ્યા, ને કહ્યું : 'બાપાજી કામમાં છે. અંદર જવાની મનાઈ છે. અહીં બેસો.' એમ કહીને જવાહરે એમને એક ખુરશી આપી.

પેલા ભાઈ એ ખુરશી પર બેઠા.

એમ ને એમ અર્ધો–પોણો કલાક થઈ ગયો, પણ અંદર જવાનો વખત ન આવ્યો એટલે પેલા જમીનદાર તો ઊંચાનીચા થવા લાગ્યા.

જવાહર કહે : 'આપને અહીં જ બેસવું પડશે.'

જમીનદારનો દિમાગ ગયો. એણે જરા ગરમ થઈ ને

જવાહરને કહ્યું : ' તમને ખબર છે કે તમે કોની જોડે વાત કરો છો ? '

જવાહર કહે : ' હા. આપ મોટા હો, ખૂબ મોટા માણસ હો, તો આપને એકને બદલે બે ખુરશીઓ આપું ! બીજું શું થાય ? પણ તેથી પિતાજીની આજ્ઞા વગર અંદર તો નહિ જ જવા દઈ શકાય.'

જમીનદારભાઈ તો જવાહરનો આવો દિમાગ જોઈને ટાઢા જ થઈ ગયા !

[૭]

## સપ્રુની સતામણી

જવાહર જ્યારે દશ વર્ષના થયા, ત્યારે એમના નવા મકાનમા ફરવા માટે મોટો બાગ અને તરવા માટે મોટો હોજ બનાવવામા આવ્યો. એ હોજ જોઈને જવાહરને ઘણો આનદ થયો

હોજ તૈયાર થતા, જવાહર થોડા વખતમાં એક કુશળ તરવૈયાની મદદથી તરતા શીખી ગયા. 'શરદી થઈ જશે', એવી ચેતવણી અવારનવાર સાભળવા છતાં જવાહર તો વારંવાર હોજમાં પડી નાહ્યા જ કરતા.

સાંજે મોતીલાલજી અને એમના મિત્રો હોજમાં તરવા પડતા જવાહર એ વખતે હાજર રહેતા. જેમને તરતાં ન આવડે, તેમને એ ધક્કો મારી પાણીમાં પાડતા. તેઓ જાણીતા ધારાશાસ્ત્રી અને રાજનીતિજ્ઞ સર તેજબહાદુર સપ્રુને ખૂબ સતાવતા સપ્રુ નાહવા તો જતા, પણ તરતાં ન આવડે એટલે પાણીથી ખૂબ ગભરાતા, અને પહેલે પગથિયે જ બેસી રહેતા. કેમે કરતા એ પાણીમાં નીચે ઊતરે જ નહિ. એટલે જવાહર પાછળથી આવી એમને ધક્કો મારતા ને પરાણે પરાણે પાણીમા ખેંચી જતા.

આથી તેજબહાદુર જવાહરથી ખૂબ ગભરાતા અને જવાહરને પાસે આવતો જોઈ નાના બાળકની જેમ જોરશોરથી બૂમબરાડા પાડી ઊઠતા.

આવે પ્રસંગે મોતીલાલજી એમની વહારે ધાતા અને જવાહરના ત્રાસમાંથી એમને બચાવી લેતા।

[ ૮ ]

## ભાઈને બહેન મળી

જવાહર બાર વર્ષના હતા ત્યારે એમના જીવનમાં એક યાદગાર બનાવ બન્યો: એમનાં બહેન વિજયલક્ષ્મીનો જન્મ થયો.

એ વખતે એમના પિતા મોતીલાલજી યુરોપની મુસાફરીએ ગયા હતા. જવાહર પોતાની એકલતા દૂર કરવા હમેશાં પોતાને ત્યાં આવનારા મહેમાનની ઇંતેજારીથી રાહ જોતા. પણ હવે પોતાની સાથે રમનાર સાથી મળશે, અને પોતાની એકલતા ટળશે, એ વિચારથી એમને બેહદ આનંદ થયો.

જવાહર પોતાના વિચારોમાં મસ્ત હતા, એવામાં દાક્તરે આવીને કહ્યું: 'જવાહર, તમારે ત્યાં બહેન આવી!' પછી ધીમેથી મજાકમાં કહ્યું: 'સારું થયું કે ભાઈ ન આવ્યો, નહીં તો મિલકતમાં ભાગ પડાવનાર આવત, કેમ ખરું ને?'

જવાહરને આ દાક્તર પર, એની નીચતા પર, એની સંકુચિત દૃષ્ટિ પર એટલો ગુસ્સો ચઢ્યો, કે એને થયું કે આ માણસનો હું ટોટો પીસી નાંખું! જવાહરને એ વાતનું ઓછું આવ્યું કે આ દાક્તર મને આવો હલકો અને સ્વાર્થી ધારી બેઠો છે!

[ ૯ ]

## જનોઈધારી જવાહર !

**મો**તીલાલજી તો મોટા સુધારક અને પશ્ચિમની સંસ્કૃતિથી રંગાયેલા હતા. સને ૧૯૦૨ ની સાલમાં તેઓ વિલાયત ગયા, છતા પાછા આવ્યા પછી પ્રાયશ્ચિત્ત કરવાનો એમણે સાફ ઇન્કાર કર્યો.

આમ મોતીલાલજી સુધારક તો ખરા, પણ વિચાર પૂર્વક સુધારો કરનારા, એમના જીવનમા અંધ અનુકરણને સ્થાન નહોતું હિંદુ ધર્મના જે જે તત્ત્વો એમને તજવા જેવાં લાગતા તે તત્ત્વો તેઓ આસાનીથી તજી દેતા અને જે ગ્રહણ કરવા જેવા લાગતા તે સહર્ષ સ્વીકારતા

જવાહર જ્યારે તેર વર્ષના થયા ત્યારે મોતીલાલજીએ ખૂબ ધામધૂમથી એમના યજ્ઞોપવિતસસ્કાર હિન્દુ-વિધિ અનુસાર કર્યા પંડિત મદનમોહન માલવીયજી જેવા પડિતવર્યે એ સંસ્કારનો વિધિ કરાવ્યો હતો અને જવાહરને બ્રહ્મચર્યની દીક્ષા આપી હતી.

આનંદભુવનમા એ વખતે ખૂબ મિજબાનીઓ થઈ, મ ગળગીતો ગવાયાં, દિવસો સુધી વાજિંત્રો વાગ્યા, સંગીતના

જલસાઓ થયા અને જવાહર જનોઈધારી બન્યા! જવાહર બાળસંન્યાસી, જવાહર જનોઈધારી—આજે આ વાત કેવી રમૂજભરી લાગે છે!

રેશમી પીતાંબર, એક હાથમાં દંડ, બીજા હાથમાં ભિક્ષાપાત્ર, ખભે શ્વેત યજ્ઞોપવિત, ગળામાં કંઠી, પગમાં ચાખડી, મૂંડાવેલું માથું—એવા જવાહરની કલ્પના કેવી અજબ લાગે છે!

પોતાના લાડીલા પુત્રને આવા વેશમાં જોઈને પિતા મોતીલાલજી અને માતા સ્વરૂપરાણીનાં આંખમાંથી સંતોષ અને હર્ષના અશ્રુ નીતર્યા, અને બન્નેએ પોતાનાં સુખી અને સફળ દાંપત્યજીવનની ધન્યતા અનુભવી.

## [ ૧૦ ]

## અજબ અભ્યાસી

**જવાહર** જ્યારે વિલાયતમાં ત્યાંની પબ્લિક સ્કૂલ હૅરોમા ભણતા હતા ત્યારની વાત છે. જવાહર તે વખતે પોતાના અભ્યાસક્રમની બહારનું પણ ઘણું ઘણું વાંચતા, તે એટલે સુધી કે, જવાહરના સાથી વિદ્યાર્થીઓમાંથી કોઈ એમના જેટલા ધ્યાન તથા રસથી દૈનિકો, સાપ્તાહિકો કે માસિકો વાંચતા નહિ. તેથી જવાહરનું સામાન્ય જ્ઞાન આશ્ચર્ય પમાડે તેવું વિશાળ હતું.

૧૯૦૬ની સાલમાં, વિલાયતમાં લિબરલપક્ષનો ચૂંટણીમા વિજય થયો. અને તેને પરિણામે કૅમ્પબેલ બૅનરમૅનની સરકાર રચાઈ.

જવાહરના વર્ગશિક્ષકે વર્ગના બધા વિદ્યાર્થીઓને એ વિષે પ્રશ્ન પૂછ્યો, ત્યારે જવાહર સિવાય કોઈને એ વિષે કશી જ ખબર નહોતી. અને જવાહરને તો એટલી બધી વિગતોની માહિતી હતી કે એમણે લિબરલ પ્રધાનમંડળના એકેએક પ્રધાનની અને કયા પ્રધાનની પાસે પાસે કયું કયું ખાતું છે તેની વિગતવાર યાદી આપીને વર્ગશિક્ષકને તથા એમના અંગ્રેજ સહાધ્યાયીઓને આશ્ચર્યચકિત

કરી નાંખ્યા !

વિલાયતના વિદ્યાર્થીઓ પોતાના દેશની અગત્યની ખબરો ન જાણે, પોતાના દેશના રાજકારણમાં તથા રાજકીય પ્રવૃત્તિઓમાં રસ ન લે અને એક હિન્દી વિદ્યાર્થી આટલી વિગતવાર ખબર રાખે, એ જોઈને એમના અંગ્રેજ શિક્ષક ઘણા તાજુબ થયા. અને જવાહરને એમણે પ્રશંસાયુક્ત શબ્દોમા ખૂબખૂમ શાબાશી આપી.

રાજકારણ પ્રત્યે જવાહરને આમ બચપણથી જ પ્રત્યક્ષ રસ છે. તેઓ અજબ અભ્યાસી છે

## [ ૧૧ ]
## મરતાં બચ્યા

**જવાહરે** કેમ્બ્રિજ વિદ્યાપીઠની બી. એ. ની ઉપાધિ મેળવી અને સાથે સાથે લંડનમાં કાયદાનો અભ્યાસ પણ શરૂ કર્યો હતો. ઈ. સ. ૧૯૧૦ની એ સાલ હતી.

રજાના દિવસો શરૂ થયા એટલે જવાહર યુરોપના દેશોની સહેલગાહે નીકળી પડયા. યુરોપના જુદા જુદા દેશોનાં પાટનગરોમાં ફરતા ફરતા તેઓ નોર્વે પહોંચ્યા.

આમ તો નોર્વે એ યુરોપખંડનો એક નાનકડો દેશ છે, પણ એની નૈસર્ગિક સુંદરતા માટે, એના આદર્શ સમુદ્ર-કિનારા માટે એ આખા યુરોપખંડમાં મશહૂર છે.

નોર્વેમાં જવાહરને એક ઘાત ગઈ.

પ્રકૃતિનિરીક્ષણ માટે ત્યાંના પર્વતોમાં આખો દિવસ રખડીને જવાહર થાકયા, એટલે તેઓ પહાડમાંથી નીકળતી એક વેગીલી નદીને કાંઠે જે હોટેલમાં એમનો મુકામ હતો ત્યાં પાછા આવ્યા. અને પોતાનો થાક ઉતારવા એમણે હોટેલ-વાળા પાસે નાહવા માટે પાણીની માગણી કરી. પણ એ રીતે નાહવા માટે ત્યાં કોઈ પણ પ્રકારની વ્યવસ્થા નહોતી,

એટલું જ નહિ, પણ પાણી આપવાનો રિવાજ પણ નહોતો. આથી હૉટેલવાળાએ એમને નદીમાં જઈને સ્નાન કરવાનું કહ્યું.

આ પ્રવાસમાં જવાહર સાથે એમનો એક યુવાન અને સાહસિક અંગ્રેજ મિત્ર પણ હતો, તે પણ જવાહર સાથે નદીમાં નાહવા ગયો.

નદીનું આ ઝરણું પાસેના એક બરફના ધોધમાંથી વહેતું હતું. ઠંડું તો એવું કે શરીર ઠરીને બરફ થઈ જાય અને લોહી બધું થીજી જાય!

જવાહરે પાણીમાં પગ તો મૂક્યો, પણ પાણીની નીચેની જમીન એવી ચીકણી અને લપસણી કે પગ મૂકતાં જ તેઓ લપસ્યા અને પડયા. પાણી ખાસ ઊંડું તો નહિ, પણ ગાત્રો શિથિલ કરે એટલું ઠંડું હતું.

અતિશય ઠંડીને લીધે જવાહરનું શરીર ઠીંગરાઈને લાકડા જેવું થઈ ગયું. એમનાં ગાત્રો શિથિલ થઈ ગયા અને હાથપગ ચલાવવાની પણ સૂધબૂધ ન રહી. આવા સંજોગોમાં પાણીમાંથી ઊભું પણ કેવી રીતે થવાય ?

જવાહરનું આખું શરીર થીજી ગયું અને તેઓ નદીના વેગીલા પ્રવાહમાં તણાવા લાગ્યા. એમના અંગ્રેજ સાથીએ આ ભયાનક દ્રશ્ય જોયું, અને એણે સમયસૂચકતા વાપરીને જવાહરનો પગ પકડી લીધો અને એમને સહીસલામત પાણીમાંથી બહાર ખેંચી કાઢયા.

જો જવાહર માત્ર પદરેક ફૂટ જ વધુ આગળ નીકળી ગયા હોત તો જીવનનું જોખમ થતાં વાર ન લાગત, કારણ કે,

ત્યાં આગળ મોટો ધોધ હતો, અને નદીનું પાણી વેગથી ખીણમાં ભૂસકો મારતું હતું.

આમ જવાહર બચપણથી જ પ્રયોગમૂર્તિ તથા સાહસ-મૂર્તિ છે. અને જાનને જોખમે પણ પોતાનો સાહસશોખ પૂરો પાડતાં કદી અચકાતા નથી. એમ જરૂર કહી શકાય કે જવાહરનું જીવન એટલે સાહસોની એક ભવ્ય પરંપરા.

જવાહરે જેમ સાગરો ખેડવામાં, પર્વતો ચઢવામાં, હવાઈ જહાજમાં ઊડવામાં તથા આઝાદીની લડતમાં એકેકથી ચઢિયાતાં સાહસો કર્યાં છે, તેવી જ રીતે, એમણે પોતાની જાત જોડે, પોતાના જીવન જોડે પણ અસાધારણ સાહસો ખેડયાં છે. જવાહર આજે જે છે તે એમની અસાધારણ સાહસિક વૃત્તિને જ આભારી છે.

[ ૧૨ ]

## ચાલવામાં થાક કેવો ?

૧૯૧૧ના ડિસેમ્બર મહિનાની વાત છે. તે વખતે જવાહર લંડનમા કાયદાનો અભ્યાસ કરતા હતા. શ્રીપ્રકાશ પણ તે વખતે વિલાયતમાં અભ્યાસ કરતા હતા.

શ્રીપ્રકાશ જ્યાં રહેતા હતા, ત્યાં પાસે જ ઉત્તર પ્રદેશના શ્રી ભગવાનદીન દુબે અને એમનાં પત્ની રહેતાં હતાં. શ્રી દુબે લંડનમા વકીલાત કરતા હતા. જવાહર અને શ્રીપ્રકાશ બન્ને અવારનવાર દુબેને ત્યાં જતાઆવતા.

એક વાર શ્રીમતી રામદુલારી દુબે શ્રીપ્રકાશને રસ્તામાં મળી ગયાં અને બીજે દિવસે એમને જમવાનું નિમંત્રણ આપ્યું. પરન્તુ બીજે દિવસે જ્યારે શ્રીપ્રકાશ ત્યાં ગયા, ત્યારે એ લોકોએ તો જમી લીધું હતું, ને બધાં ગપ્પા મારતાં બેઠાં હતાં ! શ્રીપ્રકાશને પણ એમણે ગપ્પા મારવા બોલાવ્યા. શ્રીપ્રકાશ મૂંઝવણમા પડી ગયા અને કચવાતે મને ગપ્પાં મારવા બેઠા. જમવાની તો કોઈએ વાત જ ન કરી !

થોડી વારમાં જ જવાહરલાલ ત્યાં આવી પહોચ્યા. એમણે કોઈ મોટા ધનિક વર્ગના વિલાયતના અમીરો

પહેરે તેવો કીમતી પરદેશી પોશાક પહેર્યો હતો. જવાહર આવીને વિલાયતી ઢબે તાપવા મંડી ગયા. પછી જવાહર-ને શ્રીપ્રકાશની ઓળખાણ કરાવાઈ.

જવાહરે રાજકારણ, ફિલસૂફી, ઇતિહાસ વગેરે વિષયોની ચર્ચા કરી, અને પછી સ્વાભાવિકતાથી, જરાય સંકોચ વિના કહ્યું : "મને ખૂબ ભૂખ લાગી છે, થોડું ખાવાનું આપશો?" એટલે રામદુલારીએ તરત જ ભોજનની વ્યવસ્થા કરી.

જવાહરે નિરાંતે ખાધું. એમની સાથે સાથે શ્રીપ્રકાશનું પણ કામ થઈ ગયું.

ત્યાંથી શ્રીપ્રકાશ અને જવાહર મધરાત પછી બહાર નીકળ્યા. વાહન વ્યવહાર બંધ થઈ ગયો હતો અને કોઈ ટેકસી કે ઘોડાગાડી નજરે પડતી નહોતી.

શ્રીપ્રકાશે જવાહરલાલને પૂછ્યું : "મારું ઘર તો અહીંથી ખૂબ નજદીક છે, પણ તમારું ઘર તો ખૂબ દૂર છે. તમે આટલી મોડી રાતે એટલે દૂર એકલા શી રીતે જઈ શકશો?"

જવાહરે નચિંત જીવે કહ્યું : "મારી ચિન્તા ન કરો. હું તો ચાલતો જઈશ. સાત–આઠ માઈલ ચાલવું એમાં તે શું?" એમ કહીને જવાહરે તો ઝપાટાબંધ ચાલવા માંડયું, કે વહેલું આવે ઘર!

જેણે ભાઈને જોયો નહોતો, તેને એ નવા આવનાર ભાઈની ઈર્ષા આવતી હતી એમ છતા, પોતાનો ભાઈ કેવો હશે એની કુતૂહલવૃત્તિ પણ એનામા સારી પેઠે હતી

જવાહર વિલાયતથી હિંદ પાછા ફર્યા તે સમયે ઉના ળાની ઋતુ હતી એટલે આખું નેહરુ કુટુંબ મસૂરીમા હિમા લયના પહાડોની ઠંડીમા આરામ કરતુ હતુ આખરે જવા હરનો ઘેર આવવાનો દિવસ આવ્યો સવારથી આખુ કુટુંબ જવાહરના આગમનની કાગને ડોળે રાહ જોઈ રહ્યુ હતુ

એટલામા જવાહરની ઘોડાગાડીના ઘોડાના પગના દાબડા સભળાયા અને બધા હર્ષથી પુલકિત થઈ ગયા. અવાજ નજદીક ને નજદીક આવતો ગયો અને ઘરના બધાએ એક સુદર નવજુવાનને ગાડીમાથી ઊતરતો જોયો.

જવાહર ગાડીમાથી કૂદકો મારી સીધા જઈને માતાને ભેટી પડયા સ્વરૂપરાણીની આખમાથી હર્ષાશ્રુની ધારા વહી રહી પછી જવાહર પિતાને પગે લાગ્યા, નાની બહેન વિજયાલક્ષ્મીનો વાસો થાબડ્યો, ઘરના બધા માણસોની ખબર પૂછી, અન્ય સ્વજનોના સમાચાર પૂછયા અને એમની સૌથી નાની બહેન કૃષ્ણા, જેને એમણે હજી સુધી જોઈ નહોતી, કારણ કે, કૃષ્ણાનો જન્મ તેઓ વિલાયતમા હતા ત્યારે થયો હતો, તેને એકદમ ઊચકીને પૂછયુ: "આ જ મારી નાની બહેન ને ?" અને પછી એને ચૂમીઓથી નવડાવી દીધી.

## [ ૧૪ ]

## સફળ વકીલાતની દિશામાં

જવાહર બેરીસ્ટર થઈને વિલાયતથી આવ્યા અને એમણે અલ્લાહાબાદની હાઈકોર્ટમાં એમના પિતા જોડે વકીલાત કરવા માંડી. જવાહર દરરોજ પિતાની જોડે અદાલતમાં જતા વકીલોની જાતજાતની વાતો સાંભળતા, પણ જવાહરનો એ લોકો જોડે મેળ ન ખાતો. મોટે ભાગે ઘણાખરા વકીલો ફુરસદના સમયમાં ધંધાની વાતો જ કર્યા કરે, રાજકારણનું તો ત્યાં ભાગ્યે જ નામ લેવાય.

શરૂ શરૂમાં તો જવાહરને પોતે હિન્દમાં સાત વર્ષે આવેલા હોઈ બધું નવું નવું લાગતું, અને આનંદ પણ આવતો, પણ ધીરે ધીરે એમને લાગવા માંડયું, કે યુરોપના સાત વર્ષના વસવાટ દરમ્યાન એમને જે આદતો પડી હતી, જે વાતાવરણમાં એ ઘડાઈ ગયા હતા, તેનો આ હિન્દના વાતાવરણ જોડે મેળ ખાતો નથી. પોતાના જ દેશમાં પોતે પરદેશી હોય એવી મૂંઝવણ એમને થવા માંડી. પોતે વિલાયતમાં ભણ્યા એ એમને મોટી ભૂલ લાગવા માંડી! એમને સ્પષ્ટ લાગવા માંડયું કે પોતાના અસંતોષનું મૂળ કારણ પોતાનું

વિદેશમાં લીધેલું વિદેશી ઢબનું શિક્ષણ હતું!

આમ છતાં જવાહર વકીલાત કરતા અને એ માટે એમણે રસ પણ કેળવવા માંડયો હતો મોતીલાલજી ઘણા મોટા મુકદ્દમામાં એમના વકીલ તરીકે જવાહરને રાખતા. અને જવાહર પોતાનું કાર્ય ખૂબ નિષ્ઠાથી, ખંતથી અને અભ્યાસપૂર્વક કરતા. એ ધંધામા મોતીલાલજીની ઓથ એટલે જવાહર માટે ભવિષ્ય સહજ રીતે ઉજ્જ્વળ હતું; પિતાની પ્રતિષ્ઠાને પરિણામે તેઓ ઉત્તર પ્રદેશના મોટા મોટા જાગીરદારો અને ઉદ્યોગપતિઓના સતત સંપર્કમાં આવતા

શરૂઆતમા જ જવાહરના હાથમા એક અગત્યનો મુકદ્દમો આવ્યો એ મુકદ્દમો ઘણો જ અટપટો હતો અને વર્ષો સુધી ચાલ્યો હતો. એમાં જવાહરલાલ અને શ્રી. કૈલાસનાથ કાત્જુ બન્ને સામસામા પક્ષના વકીલ હતા. એ મુકદ્દમામા જવાહરે કાયદાની ઝીણવટભરી સૂઝ અને દલીલ શક્તિ ઘણી સચોટ રીતે દર્શાવી હતી તેઓ દરેક સુનાવણી વખતે મુકદ્દમાનો બારીકાઈથી અભ્યાસ કરતા અને કંઈ પણ ચર્ચાસ્પદ મુદ્દો નીકળે તો તેનો જવાબ કે ખુલાસો તરત જ આપતા

એ મુકદ્દમાની વિગત આવી હતી: એક વાર કાનપુરમાં બાબુ બંસીધર કોઈના જામીન થયા હશે અને જેના જામીન થયા, તે માણસ બેંકમા નોકરી કરતો હતો. બેંકમાંથી રકમ ગુમ થતાં એ માણસ પર શક ગયો. એટલે એના જામીન બાબુ બંસીધરને પૈસા ભરવાના આવ્યા. આમાં કાયદાનો

પ્રશ્ન એટલો જ હતો કે, બેંક આ રીતે પૈસા માગી શકે કે નહિ? કાનપુરની અદાલતમાં તો બાબુ બંસીધરની વિરુદ્ધ ચુકાદો આવ્યો, એટલે તેઓ મોતીલાલજી પાસે અપીલ માટે આવ્યા. મોતીલાલજીએ સ્પષ્ટ રીતે જણાવ્યું કે આ કેસના ફેંસલા સામે અપીલ કરવી નકામી છે પણ એમણે એ મુકદ્દમો સામાન્ય હોવાથી જવાહરની સલાહ લેવા સૂચવ્યું. બંસીધર બાબુ જવાહર પાસે ગયા.

જવાહરે વિગતથી બધી વાત સાંભળી, અને મુકદ્દમાનો કાયદાની દૃષ્ટિએ અભ્યાસ કરવા થોડો સમય માગ્યો. એ મુકદ્દમાની વિગતોનો બધી દૃષ્ટિએ પૂરો અભ્યાસ કર્યા પછી એમણે બંસીધરને મુકદ્દમો લડવાની સલાહ આપી. અને એનો આખો મુકદ્દમો બહુ જ સંભાળથી તૈયાર કર્યો, ને એમણે સફળતાપૂર્વક મુકદ્દમાની અપીલ હાઈકોર્ટમાં દાખલ કરાવી દીધી. પરંતુ, અપીલની અંતિમ સુનાવણી નીકળે તે પૂર્વે બંસીબાબુનું મૃત્યુ થયું.

આ કેસની અપીલની તૈયારીમાં જવાહર એક સફળ વકીલ પુરવાર થયા.

[ ૧૫ ]

## ઝોકાં ખાતા ન્યાયાધીશ અને કાબેલ વકીલ

**શરૂઆતનાં** વર્ષોમાં, જવાહર અલ્લાહાબાદ હાઈ કોર્ટમાં વકીલાત કરતા હતા ત્યારે, એમના હાથમાં એક અગત્યનો મુકદ્દમો આવ્યો એ મુકદ્દમામાં ઘર ખાલી કરાવવાની બાબત હતી. ભાભીએ નણંદને ઘર ખાલી કરવાની નોટિસ આપી હતી, અને કાનપુરની અદાલતે એ નોટિસ મંજૂર રાખી હતી. એટલે એની સામે અપીલ કરવા નણંદ મોતીલાલજીની પાસે આવી હતી.

મોતીલાલજીએ એ મુકદ્દમો લીધો હતો, પણ એમને બીજું ઘણું અગત્યનું કામ આવી જવાથી મુકદ્દમા વખતે એમની જગ્યાએ એમના વારસ જવાહર હાજર રહ્યા. સામે પક્ષે શ્રી કૈલાસનાથ કાત્જુ હતા. અને સર હેન્રી રિચાર્ડ ન્યાયાધીશ હતા. કાત્જુએ પોતાની દલીલો રજૂ કરી, ત્યારે ન્યાયાધીશ ઝોકાં ખાતા હતા. જવાહરે દલીલ શરૂ કરી ત્યારે તેઓ ઝોકાંમાથી જાગીને ટટાર થયા હતા આથી કાત્જુની દલીલોની એમને કશી જ ખબર નહોતી.

જવાહરે મુકદ્દમો ધ્યાનપૂર્વક તૈયાર કર્યો હતો, એટલે

એમણે ખૂબ શાન્તિથી તથા વિવેકબુદ્ધિથી દલીલો શરૂ કરી. એમણે સ્પષ્ટ રીતે ન્યાયાધીશને કહ્યું: "મારા અસીલનો કેસ તદ્દન સ્પષ્ટ છે. જિલ્લા ન્યાયાધીશે બધી જ વિગતો સ્પષ્ટ રીતે ગોતી કાઢી છે."

ન્યાયમૂર્તિ કહે: "હા, એ બરોબર છે. એમણે વિગતો ગોતી કાઢી છે એ સાચું, પણ એ બધી શોધખોળ વિકૃત મગજની છે."

જવાહરે જોયું કે હજી ન્યાયમૂર્તિ પૂરી જાગૃતિમાં આવ્યા નહોતા. પણ પછી એકાએક પોતાની પરિસ્થિતિનું ભાન થયું હોય તેમ ન્યાયાધીશે જવાહરને પૂછયું: "અરે! તમારી અસીલ તો એક સ્ત્રી છે. તેમાં તમારું સ્થાન કયાંથી આવ્યું?"

જવાહર મૂંઝાયા. એમને સ્પષ્ટ લાગ્યું કે ન્યાયાધીશ હજીય પૂરા ભાનમાં નથી આવ્યા. પણ જવાહરે તો હિંમત રાખીને મિલકતના શી રીતે ભાગલા પડયા, તેની બધી વિગતો સમજાવી. પણ ન્યાયાધીશ તો જાણે સામા પક્ષના વકીલ હોય તે રીતે વર્તવા લાગ્યા, અને જવાહર સામે સામાપક્ષની તરફેણની દલીલોની ઝડી વર્ષાવવા લાગ્યા. પણ જવાહર જરાય મૂંઝાયા નહિ. એમણે ન્યાયાધીશના પ્રશ્નોના જે કાબેલિયતથી અને કસાયેલા ધારાશાસ્ત્રીની છટાથી ઉત્તર આપ્યા તે જોઈ બધા વકીલો જવાહરને શાબાશી આપવા લાગ્યા.

જોકે ન્યાયાધીશે એ અપીલ કાઢી નાંખી, પણ એ

અપીલની બીજી વારની સુનાવણી વખતે જ્યારે મોતીલાલજી દલીલો કરવા ઊભા થયા, ત્યારે વડા ન્યાયમૂર્તિએ મોતીલાલજીને કહ્યું: "પંડિતજી! મને એ કેસ બરાબર યાદ છે. અને જવાહરલાલે બહુ સરસ દલીલો કરી હતી—પછી ભલે એ સાચી હોય કે ખોટી, એ જુદો સવાલ છે."

આમ જવાહર શરૂ શરૂના મુકદ્દમામાં ન્યાયાધીશની પ્રશંસા મેળવવાને ભાગ્યશાળી થયા હતા.

[ ૧૬ ]

## હવેથી શિકાર હરામ

**જવાહર** વકીલાત તો કરતા, પણ એમને એમાં આંતરિક ઉત્સાહ નહોતો. આ કારણથી એમણે મહાસભા (કૉંગ્રેસ)માં વિશેષ રસ લેવા માડયો; મહાસભાની સભાઓમા તથા વાર્ષિક અધિવેશનોમાં નિયમિત હાજરી આપવા માડી. પણ એમના હૃદયમાં ભભૂકતી ક્રાન્તિની આગને માટે ત્યા પણ બહુ થોડો અવકાશ મળતો.

ફીજીમાં હિન્દવિરોધી નીતિ સામે કે દક્ષિણ આફ્રિકામાં હિન્દીઓ સાથેના ગેરવર્તન સામે જવાહરનો આત્મા ઊકળી ઊઠતો. અને બ્રિટીશ વિરોધી અને ગોરાલોકોની નીતિ સામે જે આંદોલનો ઊઠતાં તેમાં એ ખૂબ દિલચસ્પી લેતા.

વકીલાત ગમતી ન હતી, અને મહાસભાના કામમાં પણ પોતાને જોઈતો સંતોષ ન મળ્યો, એટલે પોતાના મનની અશાંતિ દૂર કરવા જવાહર શિકાર તરફ વળ્યા. શિકારનો એમને ખાસ શોખ તો નહોતો, પણ એ બહાને પોતાનું મન વળે એમ એ ઈચ્છતા હતા. જવાહરને જાનવર મારવાનું ગમતું નહિ; એમનો જીવ જ નિર્દોષ જાનવરને મારતાં ચાલે નહિ.

એક વખત જવાહર કાશ્મીરની સહેલગાહે ગયા હતા.

ત્યાં મિત્રો સાથે ફરતાં ફરતાં તેઓ એક જંગલમાં જઈ પહોંચ્યા. વિશાળ વનરાજી, હિમાચ્છાદિત ગગનચુંબી પહાડો, ખળખળ વહી જતા ઝરણાંઓ અને ભવ્ય કુદરત: આ બધાંથી એમના નિસર્ગપ્રેમી અને સૌંદર્યદર્શી આત્માને અનહદ આનંદ થયો.

મિત્રો સાથે ચાલતાં ચાલતાં એમને અનાયાસે એક રીંછનો ભેટો થઈ ગયો. ઘણી અનિચ્છા છતાં કેવળ કુતૂહલને ખાતર જવાહરે નિશાન તાક્યું અને એ નિશાને એ રીંછને ઘાયલ કર્યું. જવાહર દોડીને એની પાસે પહોંચી જાય એટલામાં તો એ પ્રાણી ધરાશાયી થયું. જવાહર આ બનાવથી ખૂબ દુ:ખી થયા, અને ભવિષ્યમાં આ પ્રકારનું અવિચારી સાહસ ન કરવાનો એમણે નિશ્ચય કર્યો.

શિકાર નહીં કરવાનો આવો દૃઢ નિશ્ચય છતાં, એક વખત કેવળ અકસ્માતથી કહો કે ભૂલથી કહો, જવાહરની ગોળી એક નિર્દોષ હરણને વાગી, અને હરણ એમના પગ આગળ આવીને ફસડાઈ પડયું ! એ જાણે એની આંસુ-સારતી મોટી મોટી આંખોથી જવાહર તરફ જોતું હતું. જવાહરને લાગ્યું કે એ જાણે ઠપકો આપી રહ્યું છે ! એમને બેહદ પશ્ચાત્તાપ થયો. એ ઠપકાભરી આંસુ સારતી નજરે જવાહર પાસે સદાને માટે શિકાર મુકાવી દીધો !

એ કરુણ રોમહર્ષણ દૃશ્ય આટલે વર્ષે પણ જવાહર વીસરતા નથી. આમ આકસ્મિક રીતે જવાહરે હિંસા છોડી —જાણે પોતે ભવિષ્યમાં અહિંસક દળના નેતા બનવાના હતા તેની પૂર્વ તૈયારી ન હોય !

[ ૧૭ ]

## સ્વયંસેવક

૧૯૨૧ ની સાલનો ઉનાળો ચાલતો હતો. ઉત્તર પ્રદેશના રાજકીય વાતાવરણમાં ખૂબ ગરમી આવી હતી ત્યાં કારોબારીની સમિતિ (એક્ઝીક્યુટીવ કાઉન્સિલ) નિમણૂક થવાની હતી. અને તેમાં કોઈ હિન્દી આવના હતો એવી અફવા હતી. સરકારની આ નીતિનો વિરોધ કરવા માટે અલ્લાહાબાદમાં રાજકીય પરિષદ ભરવામાં આવી.

ઉત્તર પ્રદેશનો ભર ઉનાળો એટલે સખત ગરમી હતી એટલે, પરિષદ તરફથી પાણીનો તથા શરબત વગેરેનો સ્વયંસેવકો દ્વારા બહુ સારો બ દોબસ્ત કરવામાં આવ્યો હતો.

જવાહરલાલ તાજા જ વિલાયતથી બેરીસ્ટર થઈને આવ્યા હતા. એ આ પરિષદમાં એક સામાન્ય સ્વયંસેવક બન્યા હતા. અને અન્ય સ્વયંસેવકોની જેમ જ, અતિથિઓને પાણીના પ્યાલા આપતા હતા, શરબત આપતા હતા, ખાલી પ્યાલા પાછા લઈ જતા હતા, ને પાણીથી ભરેલા પ્યાલા લઈ આવતા હતા.

જવાહરને આમ પોતાના પદનું, પોતાના જન્મનું, પોતાના શિક્ષણનું, પોતાના ધન-વૈભવનું કે પોતાના પિતાની નેતાગીરીનું લવલેશ પણ અભિમાન નહોતુ. સ્વયસેવક બનવામા એમને ધન્યતા લાગતી હતી

[૧૮]

# સૌના મિત્ર

લગભગ ૪૫-૪૬ વર્ષ પહેલાની વાત છે ઉત્તર પ્રદેશના બુંદેલખંડ વિસ્તારમા ભયાનક દુકાળ પડયો હતો અને પાણીની પણ ઘણી તંગી હતી. માણસ માટે અન્ન નહોતું, પશુઓ માટે ઘાસ નહોતું માણસો અને ઢોર ટપોટપ મરતા હતાં. આથી કેટલાક ઉત્સાહી અને સેવા ભાવી યુવાનોએ દુષ્કાળ રાહત ફંડ ઊભું કર્યું. અને એ માટે તેઓ દરેક સ્થિતિસંપન્ન માણસ પાસે ફાળો ઉઘરાવવા જવા લાગ્યા એક વાર તેઓએ અલ્લાહાબાદમાં પંડિત મોતીલાલજી પાસે જવાનું નક્કી કર્યું.

પંડિતજી તો અલ્લાહાબાદના ભારે નામાંકિત ધારાશાસ્ત્રી. તેઓ 'આનંદભવન' નામના આલિશાન મહેલમાં રહેતા હતા ત્યાં પહેલેથી ખબર આપ્યા સિવાય કોઈથી જવાતું નહિ. એટલે ઉત્સાહભેર પેલા વિદ્યાર્થીઓ જેવા ત્યા ગયા તેવા જ તેમને દરવાને અટકાવ્યા તરત પૂછ્યું: "આપકો ટાઈમ દિયા હૈ?"

"નહિ જી," પેલા યુવાનોએ કહ્યું.

"તો આપ અંદર નહિ જા સકતે," દરવાને કહ્યું.

"લેકિન સાહબસે કહીએ, હમ મિલના ચાહતે હૈં."

આમ દરવાન અને વિદ્યાર્થીઓ વચ્ચે રકઝક થતી હતી, એટલામાં મોતીલાલજી ત્યાં ફરતા હતા, એમણે આ વાતચીત સાંભળી, એટલે તેઓ જાતે બહાર આવ્યા, ને એમણે કહ્યું: ' હું મોતીલાલ છું. બોલો, શું કામ છે?"

યુવાન એ આલિશાન મહેલના વિશાળ ચોગાનમાં માઈકલ ફેરવતો હતો. એણે તરત જ દરવાનને પૂછ્યું: "કેમ શું છે? કેમ આ લોકોને આમ હાંકી કાઢે છે? એમનો શું ગુનો છે?"

દરવાને એ યુવાનને બધી વાત કહી સંભળાવી એટલે યુવાને એને કહ્યું: "એ લોકોને મારા ખંડમાં લઈ આવ."

દરવાને આવીને પેલા યુવકોને જણાવ્યું કે "છોટા સાહેબ એમના કમરામાં તમને સૌને બોલાવે છે."

પેલા યુવકોને જરા મૂંઝવણ થઈ. થયું કે બડા સાહેબ આવા ગર્વિષ્ઠ અને તુમાખી છે, તો છોટા સાહેબ તો વળી કેવાય મિજાજી હશે! બડા સાહેબ તો ફક્ત ગુસ્સે જ થયા, પણ આ સાહેબ વળી માર મારશે કે શું? પણ આખરે એ લોકો દરવાનની પાછળ પાછળ છોટા સાહેબના ખંડમા ગયા.

જેવા પેલા યુવકો છોટા સાહેબના કમરામાં ગયા, તેવા જ એમને માટે ચા અને બિસ્કિટ આવ્યાં. પછી જવાહરે એમને પૂછ્યું: "કેમ ભાઈઓ, શું છે? તમે શા કામે આવ્યા છો?"

હવે પેલા યુવકોને ટાઢક વળી. એમને તે જ ક્ષણે લાગ્યું કે બડા સાહેબ કરતાં આ છોટા સાહેબ જુદી જ પ્રકૃતિના છે. એટલે એમણે પોતાની બધી વાત મોકળે મને એમને કહી, ને પોતે કેવી આશાથી આવ્યા હતા અને મોતીલાલજીના વર્તનથી કેવા હતાશ થયા તે પણ જણાવ્યુ.

[૧૯]

## શરમાળ વક્તાનું પહેલું ભાષણ

જવાહરને વિલાયતથી હિંદ આવ્યાને માંડ ત્રણ વર્ષ વીત્યાં હશે. જવાહરને પ્રથમથી જ સભાક્ષોભ ઘણો. તેઓ જ્યારે કેમ્બ્રિજ વિદ્યાપીઠમાં હતા ત્યારે પણ એમની શરમાળવૃત્તિ એમને કૉલેજની ચર્ચાસભામા ભાગ લેતાં અટકાવતી. ત્યાંની 'હિન્દી મજલિસ' માં જવાહર અચૂક હાજરી આપતા, પણ કૉલેજનાં ચાર વર્ષમાં ત્યાં એક વાર પણ તેઓ બોલ્યા નહોતા! ત્યાં ચર્ચામાં ભાગ ન લેવા માટે દંડ થતો જવાહર એ દંડ ભરતા, પણ ચર્ચામાં ભાગ ન લેતા. બોલવામાં તેઓ એટલા બધા શરમાળ હતા.

હિંદ આવ્યા બાદ પણ જવાહરનો ભાષણ આપવાનો ક્ષોભ ચાલુ રહ્યો. એમને ભાષણ આપતાં ખૂબ જ સંકોચ થતો. બીજી બાજુ જવાહર જ્યારે જ્યારે શ્રી શ્રીનિવાસ શાસ્ત્રી અને શ્રીમતી એની બેસન્ટને ભાષણો આપતાં જોતા ત્યારે તેઓ આશ્ચર્યમુગ્ધ થઈ જતા. એમને અંગ્રેજીમાં ભાષણ આપતાં સંકોચ ન થતો, પણ એમને એમ કે હિન્દની ભૂમિ પર તો હિન્દીમાં જ ભાષણ આપવું જોઈએ. અને હિંદીમાં બોલતાં તેઓને ઘણો સંકોચ થતો.

જવાહરના ઘણા મિત્રો એમને ભાષણ આપવાનો વારવાર આગ્રહ કરતા અને ઇચ્છતા કે તેઓ એમનું પ્રથમ જાહેર પ્રવચન અલ્લાહાબાદમાં જ આપે.

સને ૧૯૧૫માં બ્રિટીશ સરકારે હિન્દનાં અખબારોની સ્વતંત્રતાને છીનવી લેતો એક ધારો પસાર કર્યો દેશ-પરદેશમાંથી મળતી સત્ય વિગતોને છપાતી અટકાવવાના સરકારના આ જુલમ સામે આખા દેશમાં પ્રબળ વિરોધ જાગ્યો. ઠેરઠેર સભાઓ ભરીને પ્રજાએ પોતાનો વિરોધ વ્યક્ત કર્યો.

બ્રિટીશ સરકારના એ કાનૂનની વિરુદ્ધ એક જાહેરસભા અલ્લાહાબાદમાં પણ મળી. જવાહર એ સભામાં હાજર હતા આ સભામાં જવાહરના વડીલ તેમ જ સમવયસ્ક મિત્રોએ એમને ભાષણ આપવાનો ખૂબ આગ્રહ કર્યો.

પણ જવાહરની આ પ્રસંગે પ્રવચન કરવાની જરા પણ તૈયારી નહોતી એમણે એ વિષે જરાય વિચાર નહોતો કર્યો. તેઓ તો અન્ય નેતાઓના વિચારો જાણવા જ સભામાં ગયા હતા. મિત્રોના અત્યાગ્રહથી જવાહરને અપાર મૂંઝવણ થવા લાગી: મિત્રોની વિનંતીને પાછી પણ કેમ ઠેલાય?

આખરે જવાહરને ઘણી અનિચ્છા છતાં ભાષણ કરવું પડયું. અલ્લાહાબાદની ભૂમિ પર જવાહરનું આ પ્રથમ જાહેર પ્રવચન હતું. એ આશાસ્પદ અને ઉત્સાહી યુવાને પોતાનું ભાષણ હિન્દીમાં શરૂ કર્યું. પણ હિન્દી પર જોઈએ તેવું પ્રભુત્વ ન હોવાને કારણે એમણે અંગ્રેજીમાં બોલવું શરૂ કર્યું. અને અગ્રેજી તો એમની મનગમતી ભાષા! અને

એમની વિચારસમૃદ્ધિ વિષે તો કહેવું જ શું ? પરિણામે, જવાહરે અસ્ખલિત ભાષામાં ' અખબારી સ્વાતંત્ર્ય ' પર તે દિવસે એક માહિતીપૂર્ણ, છટાદાર, સુંદર અને અસરકારક ભાષણ આપ્યું. સાંભળનારા સૌ મુગ્ધ બની ગયા.

એ ભાષણ રસિક, પ્રેરક અને સુંદર હતું. અલ્લાહાબાદની વિરાટ જનતાએ તે દિવસે હિન્દના ભાવિ નેતાનાં દર્શન કર્યાં. ત્યાંની જનતાને લાગ્યુ કે મોતીલાલજીના નામને ઉજ્જવળ કરે, તથા અલ્લાહાબાદની પ્રતિષ્ઠા આખા દેશમાં ફેલાવે એવો નેતા તેમની વચ્ચે ડોકિયું કરી રહ્યો છે.

એ પ્રવચન એટલું સચોટ હતું કે ભાષણ પૂરુ થતાં જ, જાણીતા વિનીતનેતા અને ધારાશાસ્ત્રી સર તેજબહાદુર સપ્રુ પોતાની ખુરશીમાંથી ઊઠયા અને જવાહરને ભેટી પડયા. એમણે આવા સુંદર પ્રવચન માટે, એમની નીડરતા તથા તાર્કિક દલીલો માટે જવાહરને હાર્દિક અભિનંદન આપ્યા અને વહાલસોયું ચુંબન કરી એમને ગૂંગળાવી નાંખ્યા.

હિન્દમાં કોંગ્રેસપ્રમુખ અને વડાપ્રધાન તરીકે ભવિષ્યમાં અનેક વિરાટ સભાઓ ગજવનાર જવાહરલાલ નહેરુનું આ પ્રથમ જાહેર માગલિક પ્રવચન હતું અને તે દૃષ્ટિએ એ ઐતિહાસિક હતું એમ કહી શકાય.

[૨૦]

## પ્રભુતામાં પગલાં

ઈ. સ. ૧૯૧૬માં જવાહરનું સગપણ દિલ્હીમા નક્કી થયું. વસંતપંચમીનાં લગ્ન હતાં. ઘરમાં ધામધૂમ શરૂ થઈ. ઝવેરીઓ આવવા લાગ્યા કાપડના ગંજના ગંજ ખડકાયા. દરજીઓના સાંચા ઘરમાં શરૂ થઈ ગયા. ચાર મહિના પૂર્વે લગ્નની તૈયારીઓ થવા માંડી, યોજનાઓ ઘડાવા લાગી. નાનામાં નાની વિગતો નક્કી થઈ. લગ્નની તૈયારીઓ મોટા પાયા પર શરૂ થઈ.

અલ્લાહાબાદમાં તો જાણે મહાપર્વના ઉત્સવ જેવું વાતાવરણ જામ્યું હતું. આનંદભુવન સવારથી સાંજ સુધી માણસોથી ચિકાર રહેતું. પૈસા છૂટે હાથે ખર્ચાતા. દિવસો અગાઉથી લગ્નનાં મગળ વાજિંત્રો વાગતાં, મંગલ ગીતો ગવાતાં. મોતીલાલજી પોતાના એકના એક પુત્રના લગ્નોત્સવમાં કશી ખામી રહેવા દેવા માગતા ન હતા.

રાત્રે ઝપકાબંધ રોશની થતી. સગાં વહાલાંઓને મિજબાની મળતી.

જવાહરની જાન અલ્લાહાબાદથી દિલ્હી જવાની હતી.

લગ્નના પંદર દિવસ પૂર્વે તો થોડા માણસોએ જઈ દિલ્હીમાં જાનને રહેવા માટેની ભવ્ય તૈયારીઓ કરવા માંડી. દિલ્હીમા કેટલાંયે ઘરો ભાડે રખાયાં, શણગારાયાં ને મેદાનમાં મોટા મોટા તબુઓ નખાયા અને જોતજોતામા તંબુઓનું–શિબિરોનું જાણે એક નાનું સરખું ગામ વસી ગયું ! બધા એને ' નેહરુ–લગ્ન–શિબિરો ' કહેતા

અઠવાડિયા પૂર્વે શુભ મુહૂર્તે અલ્લાહાબાદથી સો માણસોની જાનને લઈ ને ખાસ ટ્રેન દિલ્હી જવા ઊપડી. જવાહરના સસરા મિ કૌલે દિલ્હી સ્ટેશને જાનૈયાઓનું ભવ્ય સ્વાગત કર્યું. વેવાઈની વ્યવસ્થાથી મોતીલાલજીને ખૂબ આનંદ અને સતોષ થયો

આ લગ્નોત્સવમાં ભાગ લેવા કેટલાક દિલ્હી જ બારોબાર આવ્યા હતા મહાસભાના અધિવેશન જેવો ઠાઠ ને એના જેવી તયારી હતી લગ્ન પછી જાન દસ દિવસ સુધી દિલ્હીમાં રહી. દરબારી ઠાઠમાં ખાણીપીણી થઈ. બેન્ડવાજા નો પણ ખૂબ ઠાઠ જામ્યો. મોતીલાલજીના અનેક મિત્રોએ આ લગ્નોત્સવમાં હાજરી આપી અને જવાહરને અનેક પ્રકારની ભેટો મળી.

લગ્નોત્સવમાં કશી મણા ન રહી જવાહર રાજાશાહી ફેટો ને રજવાડી પોશાક પહેરી પરણ્યા. અને સર્વત્ર આનદ મંગળ છાઈ રહ્યાં

[ ૧૧ ]

## હિંમતે મર્દા

કાશ્મીર તો જવાહરનું માદરે વતન. આથી કાશ્મીરનું આકર્ષણ એમને અનેરું છે. એમના કુટુંબને કાશ્મીરથી અલ્લાહાબાદ આવ્યાને આજે લગભગ સો વર્ષ થયાં, છતાં કાશ્મીરની વનશ્રી, એની રમ્ય ખીણો, એનાં હિમાચ્છાદિત ગિરિશૃંગો, એનાં નયનમનોહર સરોવરો, અને ત્યાંની નિસર્ગશોભાથી જવાહર જાણે ધરાતા જ નથી. વર્ષમાં એકાદ વાર કાશ્મીર ન જાય તો એમના સૌંદર્યદર્શી આત્માને ચેન જ ન પડે.

જવાહર હરેક ઋતુમાં કાશ્મીર ગયા છે, કાશ્મીરના પર્વતોને ખૂંદી વળ્યા છે, ત્યાંના સરોવરોની સહેલગાહ કરી છે, ત્યાંના શાહી બગીચાઓમાં મુક્ત મને વિહર્યા છે અને ત્યાંની પ્રજા સાથે એમણે આત્મીયતા સાધી છે.

વસંતપંચમીને શુભ દિવસે જવાહરનાં કમળા કૌલ જોડે દિલ્હીમાં ધામધૂમથી લગ્ન થયાં. લગ્ન બાદ જવાહર પોતાની પત્ની જોડે મધુરજની માણવા પોતાના પ્રાણથી પણ વહાલી એવી કાશ્મીરની કુંજોમાં ગયા.

પ્રકૃતિમાતાની ગોદ જેવી કાશ્મીરની રમ્ય ખીણોમાં જવાહર મનભરીને વિહર્યા. તેઓ ઉત્તરમાં છેક તિબેટની સરહદ પાસે લડાખ સુધી ગયા. કાશ્મીરની ભૂમિ એમના સૌંદર્યદર્શી, રસિક અને સાહસિક દિલને ઉત્તેજે તેવી હતી.

પોતાની વહાલસોયી પત્ની અને પોતાના અન્ય સાથીઓને શ્રીનગરમાં મૂકીને જવાહર એક દિવસ પોતાના એક સાથી જોડે પોતાના સાહસશોખને સંતોષવા હિમાલયની ગોદમાં ફરવા નીકળી પડયા. એક તરફ મહાન પર્વતરાજનાં ઊંચાં ઊંચાં હિમાચ્છાદિત શિખરો ચમકતાં હતાં, અને બીજી તરફ ઊંડી ઊંડી ખીણો આવેલી હતી. સાકડી અને નિર્જન ખીણોમાં માર્ગ કાપતા અને રૂમઝૂમ કરતાં ઝરણાંનો મધુર નિનાદ સાંભળતાં સાંભળતાં જવાહર આગળ વધ્યા. હવે તો માત્ર બરફથી ઢંકાયેલાં ગિરિશૃંગો જ દેખાતાં હતાં. ઝરણાં પણ દેખાતાં બંધ થયાં, પશુપક્ષીઓ પણ અદૃશ્ય થયાં, અને એ સર્વની પરાકાષ્ઠારૂપે વનસ્પતિઓએ પણ એમનો સાથ છોડયો.

જવાહર અને એમના સાથી જ્યારે આ નિર્જન સ્થાને આવ્યા ત્યારે એમણે રસ્તામાં એક ભોમિયાને પ્રશ્ન કર્યો: “ અહીંથી અમરનાથની ગુફા કેટલી દૂર છે? ”

“ અમરનાથની અલૌકિક ગુફા અહીંથી ફકત આઠ જ માઈલ દૂર છે. ” પેલા ભાઈએ જવાબ આપ્યો.

જેની નસેનસમાં સાહસિકતા વહેતી હતી તે આ જવાબથી ઉત્સાહમાં આવી ગયા અને આગળપાછળનો કંઈ

પણ વિચાર કર્યા વિના પોતાના મિત્ર સાથે અમરનાથને માર્ગે આગળ વધ્યા.

વચમાં એક હિમાચ્છાદિત પહાડ ઓળંગવાનો હતો. પણ યુવાન જવાહરના તનમાં જોમ હતું અને મનમાં સાહસવૃત્તિ હતી, એટલે એમણે એ માટે હામ ભીડી, અને બાર હજાર ફૂટની ઊંચાઈ ઉપર થઈને અમરનાથ જવા માટે પ્રસ્થાન કર્યું ! વાતાવરણમાં નરી શીતળતા. અને પહાડની ચઢાઈ એવી કે શ્વાસ લેવો પણ મુશ્કેલ બની જાય. પણ આ તો સાહસિક નર ! પાછા પડે એ બીજા !

જવાહર અને એમના સાથી દોરડાંની મદદથી હિમનદીઓ પસાર કરતા હતા, પણ નદીઓ લપસણી થઈ ગઈ હતી, અને પ્રકૃતિએ પોતાનું રૌદ્ર સ્વરૂપ દેખાડવા માંડ્યું હતું. છતાં જવાહર અને એમનો સાથી હતાશ ન થયા. અને હવે તો એમને ભૂખ અને તરશ પણ સતાવવા લાગી હતી, તોયે એમનો ઉત્સાહ જરાય મંદ ન પડ્યો.

તેઓ બરાબર પ્રાતઃકાળે નીકળ્યા હતા. અને બાર બાર કલાક સુધી એકધારા ચાલ્યા પછી એ પ્રયોગવીરો એક હિમસરોવર પાસે આવી પહોંચ્યા હતા, ત્યાં જાણે પ્રકૃતિનું સૌંદર્ય છલકાતું હતું : જે તરફ નજર કરો એ તરફ ભવ્ય સરોવરો, હિમાચ્છાદિત ગગનચુંબી ગિરિશિખરો કે વાંકા-ચૂકાં ખળખળ વહેતાં ઝરણાં દૃષ્ટિએ પડતાં. સરોવરની ચારે બાજુ બરફના પહાડો હતા. આ અપૂર્વ નિસર્ગશોભા જોઈને જવાહર ઘડીભર એમનો થાક પણ વીસરી ગયા.

હવે તો જવાહર અને એમના સાથી પંદર–સોળ હજાર ફૂટની ઊંચાઈ પર આવી પહોંચ્યા હતા. પણ એટલામાં એકાએક ધુમ્મસ આવીને એમને ઘેરી વળ્યું. ધુમ્મસ એટલું ગાઢું હતું કે આસપાસના દૃશ્યને પણ ઢાંકી દેતું હતું; તદ્દન પાસેનું દૃશ્ય પણ ન દેખાય એવી વિકટ પરિસ્થિતિ હતી. આ સંજોગોમાં પ્રવાસ કરવો એ મોત સાથે ખેલ કરવા જેવું હતું.

આમ છતાં જવાહર કૃતનિશ્ચયી હતા. એમનો સંકલ્પ કોઈ પણ ભોગે અમરનાથ પહોંચવાનો હતો. હવે તો માર્ગ કાપવા માટે સરોવર ઓળંગીને આગળ વધવાનું હતું, આગળ વધવા માટે જેવો જવાહરે બરફમાં પગ મૂક્યો, તેવો જ બરફે માર્ગ આપ્યો, અને ઉપર આભ ને નીચે ધરતી જેવી સ્થિતિ થઈ ગઈ! જરાક ચૂક થઈ હોત કે હિંમત હાર્યા હોત તો જવાહર ખીણમાં જ જઈ પડત અને એમનાં હાડકાંનાં ચૂરેચૂરા થઈ જાત! પરંતુ હિંમતે મર્દાને ખુદાએ ખરે વખતે મદદ કરી! એમણે જોરથી દોરડું પકડી રાખ્યું અને એ ભયંકર દિવસે, પરમાત્માની કૃપાથી, તેઓ મોતના મુખમાંથી બચી ગયા! પછી તો એમના સાથીએ એમને ઉપર ખેંચી લીધા. પણ હવે હામ રહી નહોતી, અને હજી આગળ ચઢવાનું તો ઘણું હતું. એટલે એમણે પાછા ફરવાનું જ દુરસ્ત ધાર્યું.

કમળાનું સૌભાગ્ય અને હિન્દ માતાનું ભાગ્ય જોર કરતું હતું.

[ ૨૨ ]

## પ્રથમ જેલયાત્રા

૧૯૨૧ની નાગપુર કોંગ્રેસે ગાંધીજીની બહિષ્કારની અને અસહકારની ક્રાન્તિવાદી યોજનાને ટેકો આપ્યો અને દેશભરમાં ક્રાન્તિની હવા ફેલાઈ ગઈ.

જવાહર જે દિવસની ઝંખના કરતા હતા, એ દિવસ આવી પહોંચ્યો. શોષણનો અંત એમને હાથવેંત લાગ્યો દેશની કરુણતાનો આ છેલ્લો શ્વાસ હતો એમ એમને લાગ્યુ

ગાંધીજીની હાકલથી અને એમના પ્રયાસથી આવડો મોટો દેશ, સૂતેલો અજગર જાગી ઊઠે એમ, ફૂંફાડા મારતો જાગી ઊઠયો. જવાહરે પણ ગામડે ગામડે ક્રાન્તિનો શંખ નાદ ફૂંકીને, જનતાની રગેરગમાં બળવાની જ્યોત જગાડી. એ કામમાં તેઓ એટલા બધા ઓતપ્રોત થઈ ગયા કે, પોતાનાં પુસ્તકો, બીજાં કામકાજ, બધા સંબંધો, મિત્રો ને છાપાં સુધ્ધાં વીસરી ગયા. દુનિયામાં શું શું બને છે, અને આઝાદીની લડાઈનો રંગ કેવો જામ્યો છે, એના સમાચાર જાણીને તેઓ ઉત્સાહિત થતા. પોતાની પત્ની, પુત્રી, માતા, એ કોઈની એમને પરવા નહોતી. પરવા હતી માત્ર દેશની

આઝાદીની. આથી એમનાં સ્વજનો ખૂબ પરેશાન રહેતાં, પણ જવાહરની વધતી જતી કીર્તિ અને લોકપ્રિયતા એમને આશ્વાસન આપતી અને એમનું વ્યક્તિગત દુઃખ ભુલાવી દેતી.

જવાહરનાં કેટલાંક ભાષણો માટે એમના પર રાજ-દ્રોહનો મુકદ્દમો ચલાવવાની ધમકી આપવામાં આવી, પણ જવાહર તો ખડિયામાં ખાંપણ લઈને મેદાને પડ્યા હતા, અને જેલની તો શું ફાંસીની પણ એમને પરવા ન હતી. મામલો વધારે ને વધારે તંગ થતો ગયો. અધૂરામાં પૂરું ૧૯૨૧ની આખરે બ્રિટનના શાહજાદા હિન્દમાં આવનાર હતા; અને કોંગ્રેસે એમના બધા કાર્યક્રમોનો સંપૂર્ણ બહિષ્કાર કરવાની ઘોષણા કરી હતી—જાણે બળતામાં ઘી હોમાયું!

શાહજાદાના કાર્યક્રમમાં અલ્લાહાબાદની મુલાકાતનો પણ સમાવેશ થતો હતો. તે વખતે એમના સ્વાગત માટે ત્યાંના જિલ્લા મેજીસ્ટ્રેટે મોતીલાલજીના આલિશાન મહેલ આનંદભવનની માગણી કરી. મોતીલાલજીએ એ માગણીનો સાફ ઇન્કાર કર્યો. પણ બ્રિટિશ સરકાર જેવી સરકારથી આ અપમાન સહન શી રીતે થાય? બીજે દિવસે સવારના પહોરમાં જ પોલીસ જવાહર ને મોતીલાલજીની ગિરફતારી માટે આનંદભવનના વિશાળ ચોગાનમાં આવી પહોંચી.

આખા ઘરમાં એક પ્રકારની સનસનાટી ફેલાઈ ગઈ. જૂના નોકરોએ પોલીસને મારવાની રજા માગી, પણ એમને વારવામાં આવ્યા. મોતીલાલજી અને જવાહર તો ખુશખુશાલ હતા. અને જવાહર માટે તો આજે સુવર્ણદિન હતો એમની

વર્ષોની ઝંખના આજે ફળી હતી. એમની સેવાની જાણે સરકાર આજે કદર કરતી હતી!

સ્વરૂપરાણી મનમાં તો ખૂબ દુઃખી થયાં, પણ બહારથી તો એમણે પણ પોતાનુ સ્મિત જાળવી રાખ્યું. કમળાની પણ એ જ સ્થિતિ હતી એમને હતું કે આવે વખતે જો તેઓ ઉદાસ થાય કે આસુ સારે તો કુટુંબની લાજ જાય અને દુશ્મનોની સમક્ષ પોતાના પતિ કે પુત્રની હાંસી થાય! એટલે સ્વરૂપરાણીએ તો પતિ અને પુત્ર, એ બન્ને વીરોને વધાવીને અને કુમકુમ તિલક કરીને સ્નેહભરી અને વીરોચિત વિદાય આપી

પિતા–પુત્ર બન્નેની સામે મુકદ્દમો ચાલ્યો અને બન્નેને છ છ મહિનાની સજા થઈ.

જવાહરના ભવ્ય જીવનની આ પ્રથમ જેલયાત્રા હતી! અને ભવિષ્યની એનાથી પણ વિશેષ ભયંકર જેલયાત્રાઓ માટેની એ જાણે પૂર્વતૈયારી હતી.

[ ૨૩ ]

## કિસાનોના લાડીલા

**સને** ૧૯૨૧ ના વર્ષમાં જવાહર આકસ્મિક રીતે યુક્તપ્રાંતના કિસાન–આંદોલનમાં ભળ્યા અને કિસાનોની પ્રવૃત્તિઓમાં ભારે દિલચસ્પી લેવા લાગ્યા. આ અરસામાં જવાહરને ફૈઝાબાદથી તેડું આવ્યું એટલે તેઓ સીધા અલ્લાહાબાદથી ફૈઝાબાદ પહોંચ્યા.

ફૈઝાબાદમાં કોઈ કે ખેડૂતોને ભરમાવ્યા હશે, કે જે લોકો ગરીબોને ચૂસીને હેરાનપરેશાન કરે છે, તેવાની મિલકત લૂંટી લેવાની મહાત્મા ગાંધીએ રજા આપી છે. એટલે ખેડૂતોએ જુલમી તાલુકદારોની માલમિલકત, "મહાત્મા ગાંધીજીકી જય"નાં સૂત્રો પોકારતાં પોકારતાં લૂંટી લીધી હતી!

જવાહરે જ્યારે આ હકીકત જાણી ત્યારે એમના આત્માને ખૂબ દુઃખ થયું. કિસાનોની લૂંટથી અને તે પણ ગાંધીજીના જયનાદ સાથે કરેલી હિંસક લૂંટથી તેઓ કિંકર્તવ્યવિમૂઢ જેવા થઈ ગયા.

છતાં આ વિકટ પરિસ્થિતિમાંથી એમણે માર્ગ કાઢયો. એમણે એ પ્રદેશના ખેડૂતોની જાહેરસભા ભરવાનો નિર્ણય

કર્યો. અને પાંચ–છ કલાકમાં તો લગભગ નવથી દસ હજાર ખેડૂતો પોતાના લાડીલા નેતાનાં દર્શન કરવા તથા એમની પ્રેરક વાણી સાંભળવા એકઠા થઈ ગયા.

જવાહરે પોતાની વિશિષ્ટ રીતે, જાહેરસભામાં, ખેડૂતોને તેમના આ અવિચારી અને હિચકારા કૃત્ય માટે ખૂબ ઠપકો આપ્યો, એમના પર પોતાનો લાક્ષણિક રોષ પણ ઠાલવ્યો, ગાંધીજીના સત્ય અને અહિંસાના સિદ્ધાંતોની પાછળના ભવ્ય આદર્શો સમજાવ્યા અને એમણે કરેલી ભૂલ ગાંધીજીના સિદ્ધાંતોના મૂળમાં જ ઘા કરનારી છે, એ સચોટ રીતે સમજાવ્યું.

પછી એમણે એમની લાક્ષણિક રીતે સભાજનોને ઉદ્દેશીને કહ્યું: "જે જે વ્યક્તિઓએ આ હિંસક અને અપવિત્ર લૂંટમાં ભાગ લીધો હોય તેઓ પોતાના હાથ ઊંચા કરીને પોતાની ભૂલ કબૂલ કરે!"

ફૈઝાબાદના શ્રદ્ધાળુ કિસાનો જાણતા હતા કે જવાહરે સંબોધેલી આ જાહેરસભામાં છૂપી પોલીસના માણસો અને પોલીસ અમલદારો પણ હાજર હતા, છતાં પોતાના પ્યારા નેતા પ્રત્યેની શ્રદ્ધા અને ભક્તિથી પ્રેરાઈને એ ભલાભોળા લોકોમાંથી, પોલીસ અમલદારોની હાજરીમાં જ, ડઝનબંધ લોકોએ પોતાના હાથ ઊંચા કર્યા!

પણ જવાહરની આ ખેલદિલીનો યુક્તપ્રાંતની સરકારે સંપૂર્ણ દુરુપયોગ કર્યો. અને છત્રીશ જેટલા કિસાનોને લાંબી લાંબી સજાઓ ભોગવવી પડી.

જવાહરે જ્યારે એ લોકો જોડે ખાનગીમાં વાત કરી, ત્યારે પોતે કરેલી ભૂલનો ખ્યાલ આવ્યો. એમને થયું : પોતે ઉત્સાહના અતિરેક અને આવેશમાં બિચારા ભલાભોળા ખેડૂતોને લાંબી લાંબી સજાઓ ભોગવવા જેવી બૂરી પરિસ્થિતિમાં ધકેલી દીધા હતા !

યુક્તપ્રાંતનું કિસાન આંદોલન કચડવા માટે સરકારે એ તકનો સારામાં સારો લાભ લીધો. એક વર્ષ સુધી મુકદ્દમા ચાલ્યા કેટલાક તો બિચારા મુકદ્દમો પૂરો થાય તે પહેલાં જ જેલમાં મરણ પામ્યા !

આ રીતે કિસાનોને જવાહરની ભાવુકતાને લીધે પારાવાર મુશ્કેલી વેઠવી પડી, છતાં એમણે પોતાના લાડીલા નેતાનો જરાય દોષ ન કાઢ્યો, એમની વિરુદ્ધ એક હરફ પણ ન ઉચ્ચાર્યો, પણ પોતાના કર્મનું જ ફળ પોતાને મળ્યું છે, એમ વિચારીને સંતોષ માન્યો !

જવાહર પ્રત્યે યુક્તપ્રાંતના કિસાનોનો પ્રેમ હતો તેવો જ અખંડિત રહ્યો !

[ ૨૪ ]

## વતનનો પ્યાર

**જવાહર** જ્યારે બીજી વાર ગિરફતાર થયા ત્યારે એમણે, બધા સત્યાગ્રહીઓની જેમ, અદાલતના કામકાજમાં ભાગ ન લીધો, પણ એક નિવેદન તૈયાર કર્યું અને અદાલત સમક્ષ વાંચી સંભળાવ્યું. અદાલતમા એમને સજા થતાં એમણે એ નિવેદન દ્વારા જણાવ્યું કે :

" હું ગુનેગાર છું અથવા નથી, એ બાબત મેં સ્વીકારી પણ નથી, ને ઇન્કારી પણ નથી. કારણ કે હું કોઈ પણ રીતે આ મુકદ્દમામાં ભાગ લેવા ઈચ્છતો નથી. કારણ કે, આ અદાલતને હું ન્યાયની અદાલત તરીકે સ્વીકારતો જ નથી. રાજકીય મુકદ્દમામાં તો અહીંના ન્યાયાધીશો માત્ર સરકારી હુકમોનું ગુલામોની જેમ પાલન જ કરે છે.

" વિલાયતમાં ઘણો લાંબો સમય રહીને હું દસ વર્ષ પહેલાં દેશમાં પાછો આવ્યો. ત્યાંની પબ્લિક સ્કૂલ તથા યુનિવર્સિટીનું શિક્ષણ મેં લીધું છે મે હેરો અને કેમ્બ્રિજના ઘણા પક્ષપાતો અને પૂર્વગ્રહો ગ્રહણ કર્યા ને મારા ગમા–અણગમામાં હું હિંદી કરતા અંગ્રેજ વિશેષ હતો એમ

કહું તો ચાલે. હું દુનિયાને અંગ્રેજની દૃષ્ટિએ જ જોતો અને તેથી જ્યારે હું હિન્દ આવ્યો ત્યારે કોઈ પણ હિન્દીને બ્રિટન તરફ જેટલો પક્ષપાત હોય એટલો પક્ષપાત લઈને આવ્યો.

"આજે હું રાજકીય ગુનેગાર તરીકે અદાલતના પાંજરામાં, બે રાજ્યવિરોધી ગુના માટે ઊભો છું. હું એક વાર જેલમાં જઈ આવેલો કેદી છું. દસ વર્ષમાં આટલો મારામાં ફેરફાર થયો. આ ફેરફાર શા કારણે થયો તે જણાવવાની જરૂર નથી. એનું કારણ દરેકે દરેક હિન્દી જાણે છે, અનુભવે છે, અને તેથી એની ગરદન શરમથી ઝૂકી જાય છે!

"અમારાં હથિયારો તો પ્રેમનાં અને ત્યાગનાં છે, અને એ અમારા ગુરુએ અમને આપ્યાં છે........પ્રેમ અને વફાદારી એ તો દિલના ગુણો છે. એ કંઈ બજારુ ચીજો નથી, કે દામ આપીને ખરીદી શકાય. અને તલવારની ધારે તો એ મેળવી ન જ શકાય! અમે અમારી આઝાદી માટે લડીએ છીએ. અમે કોઈ પણ રાષ્ટ્રને લેશ માત્ર પણ હાનિ કરવા ઇચ્છતા નથી. અમારે કોઈના પર સત્તા જમાવવી નથી, પણ અમારા દેશમાં પૂરી આઝાદી હોય એમ અમે ઇચ્છીએ છીએ.

"હું આવી ખુશનસીબી માટે આજે મારી જાતને ભાગ્યશાળી માનું છું. હિન્દ માતાની આઝાદીની લડતમાં ભાગ લેવો એને હું મારું સૌભાગ્ય સમજું છું. મહાત્મા ગાંધીજી જેવા નેતાના નેતૃત્વ નીચે દેશસેવા કરવી એ બમણું સદ્ભાગ્ય છે. પોતાના સ્વપ્નની સિદ્ધિ માટે પોતાના જાનની ···· ની કરવા જેવી બીજી કઈ ભાગ્યશાળિતા હિન્દીના

ભાગ્યમાં હોય !"

આ નિવેદન કરતી વખતે જવાહરની ઉંમર તેત્રીશ વર્ષની હતી. તેઓ આશાસ્પદ, ઉત્સાહી, મહત્ત્વાકાંક્ષી, કલ્પનાશીલ અને સ્વદેશપ્રેમના રંગે રંગાયેલા નવલોહિયા હિન્દી હતા. માતૃભૂમિની મુક્તિ કાજે કુરબાની કરવા એમનુ હૈયુ તલપાપડ થઈ રહ્યુ હતું. વિલાયતમાં રહી, ત્યાંની ઐતિહાસિક શાળા અને વિદ્યાપીઠમાં ભણી, એમણે બર્ક, મિલ, વોશીંગ્ટન, લીંકન, ગેરીબલ્ડી જેવા રાષ્ટ્રવીરોની આઝાદીની તમન્ના, વતનપરસ્તી અને સ્વાતંત્ર્યપ્રેરક વાણીનું ધરાઈ ધરાઈ ને પાન કર્યું હતું. એમના લોહીના બુંદબુંદમાં આઝાદી માટે કુરબાન થવાની તમન્ના ભરી હતી. એમને વતનની મહોબ્બત સિવાય બીજી કોઈ મહોબ્બત નહોતી. આઝાદી સિવાય અન્ય કોઈ સ્વપ્ન નહોતું.

જવાહરને વૈભવ–વિલાસની કશી ખામી ન હતી. કોઈ રાજા–મહારાજાને પણ ન હોય એવા મહેલ, અને બાગબગીચા હતાં. એમને ત્યાં જાણે સમૃદ્ધિની છોળો ઊડતી. એમનાં કપડાં ઊંચામાં ઊંચા પ્રકારનાં રહેતાં, અને એમની સેવા માટે તહેનાતમાં નોકરો ખડે પગે હાજર રહેતા. એમને વહાલસોયાં માતાપિતા હતાં, પ્રેમભર્યા ભાંડુઓ હતાં અને એમની મનમોજોને મૂંગે મોઢે સહન કરનારી પ્રેમાળ અને પતિપરાયણા પત્ની હતી. આ બધું હતું છતાં, વતનને માટે ફકીરી લઈને ફના થવાનો કાંટાળો માર્ગ જ એમને વધુ પ્યારો લાગ્યો

સાપ કાંચળીને ત્યજે એમ વીર જવાહરે એ બધું હસતાં હસતાં ત્યજી સ્વેચ્છા પૂર્વક ગરીબી સ્વીકારી અને વૈભવ અને જાહોજલાલીને ફગાવી દઈને સાદાઈ ગ્રહણ કરી. મોજમજા, અમનચમન અને એશઆરામ કરતાં, ત્યાગ, કુરબાની, દુઃખ અને મુસીબતોનો પંથ એમને વધુ પ્યારો લાગ્યો. ને એમણે બે વર્ષની સખત સજા હસતે મુખે સ્વીકારી લીધી.

## [ ૨૫ ]

## પિતૃભક્તિ

૧૯૨૧, '૨૨ અને '૨૩ ના વર્ષો દરમ્યાન જવાહરના મનને જરાય શાન્તિ નહોતી, જરાય જપ નહોતો એમના સ્વમાની અને સ્વાવલંબી આત્માને હમેશા લાગ્યા કરતુ કે પોતાના નિર્વાહ માટે એમને એમના પિતા પર આધાર રાખવો પડે છે, તે ઉચિત નથી આથી તેઓ મનમા ને મનમા મૂઝાયા કરતા

આ વર્ષો દરમ્યાન એમને અલ્લાહાબાદની ઘણી મોટી મોટી વ્યાપારી પેઢીઓ તરફથી કામ કરવા આમંત્રણ આવ્યું, પણ એમને એમ હતું કે એવા કામમા પડીએ તો દેશ સેવા બાજુએ રહી જાય આથી જવાહર જ્યારે કોંગ્રેસના મહામંત્રી બન્યા ત્યારે તેઓ મંત્રી તરીકે માસિક વેતન લેવા તૈયાર થયા

તે વખતે જાહેર કામને માટે વેતન લેવામા નામોશી ગણાતી હતી એટલે મોતીલાલજીને આ વાતની ખબર પડી ત્યારે એઓ ખૂબ નારાજ થયા વળી, જવાહરના બીજા જે સહમંત્રીઓ હતા, તેઓ પણ કોંગ્રેસના કામ માટે વેતન લેવાની વિરુદ્ધ હતા, એટલે જવાહર લાચાર હતા

જવાહર પૈસા માટે ચિન્તા કરે છે એ હકીકતથી મોતીલાલજી ખૂબ દુઃખિત થયા એમણે જવાહરને સ્પષ્ટ શબ્દોમાં કહ્યું: "હું જીવું છું ત્યાં સુધી તારે પૈસા માટે જરાય ચિંતા કરવાની જરૂર નથી."

મોતીલાલજી અલ્લાહાબાદના અગ્રગણ્ય અને યશસ્વી ધારાશાસ્ત્રી હતા. એમની વાર્ષિક આવક લગભગ છ લાખ રૂપિયા જેટલી ગણાતી. અલ્લાહાબાદ હાઈકોર્ટમાં એમનો ડંકો વાગતો. ત્યાંના અંગ્રેજ ન્યાયાધીશો બ્રીજ રમવા માટે, સ્નાનાગારમાં તરવા માટે અને ઉચ્ચ પ્રકારનો દારૂ પીવા માટે એમને ત્યાં દરરોજ આવતા. ત્યાંના જમીનદારો અને ઉદ્યોગપતિઓના તો તેઓ માનીતા સલાહકાર હતા.

ઓગણીસમી સદીના પ્રથમ બે દાયકામાં મોતીલાલજીને ત્યાં તો જાણે પૈસાની ટંકશાળ પડતી. એમની જાહોજલાલીનો કોઈ પાર નહોતો.

જ તેઓ સારી પેઠે કમાઈ લેતા. એટલે મોતીલાલજીએ જવાહરને કહ્યું: "તું જાહેર કામ કરે એ જ યોગ્ય છે. એને બદલે તુ પૈસા કમાઈને તારો પોતાનો સ્વાર્થ સાધે એ બેવકૂફી છે અને અધઃપતન પણ છે હું જે કંઈ કમાણી કરું છું તે તારી જ છે."

પિતાજીની વાત જો કે જવાહરને ગળે ન ઊતરી, પણ પોતે જીદ કરશે તો પિતાજીને ખૂબ દુઃખ થશે એમ જાણી જવાહરે કમાણી કરવાની ઇચ્છાને તિલાજલિ આપી, અને પિતાની આજ્ઞાને શિરે ચડાવી.

ધન્ય છે જવાહરની પિતૃભક્તિને!

[ ૨૬ ]

## લાલચમાં ફસે એ બીજા

**૧૯૨૩ની** સાલમા જવાહર જેલમાંથી છૂટ્યા કે તરત જ તે વખતના અલ્લાહાબાદ હાઈ કોર્ટના વડા ન્યાયાધીશ સર ગ્રીનવુડ મેયર્સે એમને મળવા બોલાવ્યા. જવાહર એમને મળ્યા ત્યારે એમણે જવાહરની ખૂબ ખૂબ તારીફ કરી ત્યાર પછી તો તેઓ એમને અવારનવાર મળીને બ્રિટિશ સરકારની સાફ દાનત વિષે ખાતરી આપીને નવા બંધારણમાં એમના સહકારની માગણી કરવા લાગ્યા અને જવાહર પર અસર કરવા માટે વિનીતોની વિરુદ્ધમા પણ બોલવા લાગ્યા. પણ આમ કરીને તો ઊલટું એમણે ધીમે ધીમે પોતાનુ પોત પ્રકાશ્યુ!

જવાહર જો નવા બંધારણમાં ભાગ લે, તો એમને મંત્રીપદ આપવાનું એમણે કહ્યુ, અને તેઓ દેશનું કેવું ભલું કરી શકે એનુ પણ મીઠા મીઠા શબ્દોમાં વર્ણન કર્યું. પણ જવાહર એમની એ જાળમા ફસાયા નહિ એમને થોડા વખતમા જ ખાતરી થઈ ગઈ કે સર ગ્રીનવુડ તો સરકારના દૂત તરીકે જ કામ કરતા હતા.

અને વાત બિલકુલ સાચી હતી કે, જવાહરને સમજાવવાની, અથવા બીજી રીતે કહીએ તો એમને લાલચમાં ફસાવીને આઝાદીની લડતમાંથી પાછા વાળવાની કામગીરી એમને સોંપવામાં આવી હતી.

પણ જવાહરે તો એમને સાફ સાફ સુણાવી દીધું કે: "હું એવો મામૂલી આદમી નથી. હું સમજદાર છું. શું સરકાર એમ ઇચ્છે છે કે મંત્રીપદ સ્વીકારીને હું મારી જાતને દુનિયામાં બેવકૂફ બનાવું ?"

જવાહરનો જવાબ સાંભળી સર ગ્રીનવુડ નિરુત્તર થયા અને ત્યારબાદ એમણે જવાહરનો સંપર્ક સાધવાની વાતને તિલાંજલિ આપી !

[ ૨૭ ]

## સુધરાઈના પ્રમુખ

ઈ. સ. ૧૯૨૩ માં જવાહર અલ્લાહબાદ સુધરાઈ, (મ્યુનિસિપાલિટી)ના પ્રમુખ તરીકે ચૂંટાયા. એમાં અજબ વાત તો એ હતી, કે ચૂંટણીની પિસ્તાળીશ મિનિટ પૂર્વે જવાહરને પોતાને એ ખબર નહોતી કે પોતે પ્રમુખ તરીકે ચૂંટાવાના છે; જો એમને ખબર હોત તો તેઓ પોતે જ એનો ઇન્કાર કરત.

પણ એ વખતે કોંગ્રેસપક્ષને પ્રમુખ તરીકે એક એવા માણસની જરૂર હતી, કે જેની શહેરમાં ઇજ્જત હોય, જે સર્વાનુમતિએ ચૂંટાય અને જેના પર બધાનો વિશ્વાસ હોય. એવું નામ જવાહરનું જ મળ્યું. એટલે કોંગ્રેસપક્ષે એમનું નામ સૂચવ્યું ને એ સર્વાનુમતિએ મંજૂર થયું.

એ જ અરસામાં દેશબંધુ દાસ કલકત્તા કોરપોરેશનના મેયર હતા, વિઠ્ઠલભાઈ પટેલ મુંબઈ કોરપોરેશનના મેયર હતા અને વલ્લભભાઈ પટેલ અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા. વળી, ઉત્તર પ્રદેશમાં તો મોટે ભાગે કોંગ્રેસવાદીઓ જ સુધરાઈના પ્રમુખ હતા.

જવાહરનો એ સ્વભાવ છે કે એક વાર કોઈ પણ કામ શરૂ કર્યા પછી એની પાછળ એઓ તન-મન-ધન અર્પણ કરી દે છે. कार्यं साधयामि वा देहं पातयामि वा । એ જવાહરનું જીવનસૂત્ર છે, એટલે એમણે મ્યુનિસિપાલિટીના વહીવટમાં ખૂબ રસ લેવા માંડ્યો, અને એને માટે વધારેમાં વધારે વખત આપવા માંડ્યો. એના અનેક પ્રશ્નોમાં તેઓ ઓતપ્રોત થઈ ગયા.

સુધરાઈની સર્વાંગી સુધારણા શી રીતે કરવી તે વિષે એમણે અનેક મનસૂબા ઘડ્યા, મનમાં અનેક યોજનાઓ ઘડી, પરન્તુ જ્યારે પોતાની યોજનાઓને અમલમાં મૂકવાનો સવાલ આવ્યો, ત્યારે જ એમને સમજાયું કે એમાં કેટકેટલી રુકાવટો છે. એટલું જ નહિ પણ એમને એ પણ ખાતરી થઈ કે જે રસ્તો એમણે આસાન માન્યો હતો, એ આસાન નથી. સુધરાઈની રચના જ એવી હતી કે એમાં ઘણા સુધારાને અવકાશ જ નહોતો.

જવાહરે શરૂઆતમાં તો આખા તંત્રની સાફસૂફી કરવા માંડી, અને એમાં એમને સારી એવી સફળતા મળી, પણ પાછળથી એમને લાગવા માંડ્યું કે પોતે કોઈ અનિચ્છનીય બંધનમાં જકડાઈ ગયા છે, અને પોતાને હાથપગે એવી જંજીર પડી છે, કે પોતાની પાસે પૂરી સત્તા હોવા છતાં પોતે પોતાની રીતે કાર્ય કરી જ શકતા નથી. એમા એમને ખાસ બે મુસીબતો નડી: એક બાજુ સરકારનું જડતંત્ર અને બીજી તરફ લોકોની ઉદાસીનતા.

સરકારી તંત્ર એવું પોલાદી હતું કે એમાંથી કયાંય પણ ચસાય એમ નહોતું. જવાહરને તો સુધરાઈની કરવેરાની આખી યોજના પલટાવી નાંખવી હતી, કે જેથી સિવિલ લાઈન્સમાં રહેવાવાળા અંગ્રેજો અને બંગલામાં રહેનાર શ્રીમંતો, એ બધાને વધારે કર આપવો પડે અને શહેરના ગરીબ તથા મધ્યમ શ્રેણીના લોકોને ઓછો વેરો આપવો પડે! કારણ કે જવાહર જાણતા હતા કે સુધરાઈની આવકનો મોટો ભાગ સિવિલ લાઈન્સની સડકો, બાગબગીચા, રસ્તા પર પાણીનો છંટકાવ વગેરે કામો માટે ખર્ચાતો, ત્યારે એનો મામૂલી હિસ્સો શહેરના વધારે કર ભરનારા લોકો માટે ખર્ચાતો! આથી જવાહર એવો સુધારો લાવ્યા, કે જમીનની કિંમત પ્રમાણે કરવેરો નાંખવો, પણ સરકાર તરફથી એનો વિરોધ થયો. કારણ કે, એથી સિવિલ લાઈન્સમાં રહેવાવાળાને વધારે કર ભરવો પડે એમ હતું. અને એ માટે તો કોણ તૈયાર હોય?

સરકાર સુધરાઈની જોડે પોલીસ અમલદારની જેમ વર્તતી, તો બીજી બાજુ એ કરજદાર હોય એમ એની જોડે શિરજોરી કરતી. સરકારનું બંધન તો એટલે સુધી હતું કે સુધરાઈની શાળાઓમાં જે પાઠ્યપુસ્તકો મંજૂર થાય, તેમાં રાષ્ટ્રવાદનું નામનિશાન ન હોવું જોઈએ. જો એવું એકાદ પાઠ્યપુસ્તક સુધરાઈ મંજૂર કરે તો સરકાર એને તાબડતોબ નામંજૂર કરતી.

આટઆટલી મુસીબતો છતાં, થોડો વખત તો જવાહર

એમાં ટકી રહ્યા અને થોડાઘણા સુધારા પણ તેઓ કરી શક્યા. એમણે પ્રમુખપદ સંભાળ્યું તે વખતની પરિસ્થિતિ અને પ્રમુખપદ છોડયું એ વખતની પરિસ્થિતિમાં ઘણો ફરક પડયો હતો. તંત્રની શિથિલતા ઓછી થઈ હતી, તુમારશાહી ઓછી થઈ હતી, જનતાની મુસીબતો તરફ લક્ષ આપવામાં આવતું અને શકય તેટલી ઝડપથી જનતાને રાહત આપવામાં આવતી.

બે વર્ષ સુધી જવાહરે અલ્લાહાબાદ મ્યુનિસિપાલિટીનું પ્રમુખપદ ભારે ગૌરવ અને સફળતાપૂર્વક સંભાળ્યું અને તેમાં યોગ્ય સુધારાવધારા દાખલ કરીને તેના તંત્રને સુવ્યવસ્થિત અને સુસંચાલિત કર્યું. પણ છેવટે એમણે એ પદનું રાજીનામું આપ્યુ.

[ ૨ ]

## નાભાની જેલ અને એકાંતવાસ

**પંજાબમાં** નાભા કરીને એક શીખ રિયાસત હતી નાભા નરેશનો અને પતિયાલા નરેશનો ઝઘડો ચાલ્યા કરતો હતો તેમા નાભા નરેશે જરા રાષ્ટ્રપ્રેમી વલણ બતાવ્યુ, એટલે બ્રિટિશ સરકારે એ તકનો લાભ લઈ નાભા નરેશને પદભ્રષ્ટ કરી હદપાર કર્યા અને નાભા ઉપર એક અગ્રેજ રેસિડેન્ટ નીમી દીધો

નાભાનરેશ પ્રત્યેના આ વર્તનથી શીખ કોમ ગુસ્સે થઈ અને સરકારના એ પગલાનો એમણે અહિસક રીતે પ્રતિકાર કર્યો આ માટે ઉપરાઉપરી શીખ મોરચા જવા લાગ્યા તેના પર લાઠી, ગોળી, ઘોડેસવાર વગેરેનો ઉપયોગ કરી, સરકારે એમને વિખેરવાના પ્રયત્નો કર્યા, એમને ગિરફતાર પણ કર્યા છતા શીખ જેવી લડાયક પ્રજા એ વખતે અહિસક જ રહી !

શીખ જેવી બહાદુર અને સાહસિક પ્રજાના સરકાર સામેના આ અહિસક અસહકારથી મહાસભા જેવી સસ્થાને પણ એમના પ્રત્યે સહાનુભૂતિ બધાઈ અને શીખોએ જવા

હર જેવા મહાસભાના મંત્રીને પોતાના અહિંસક પ્રતિકારનું નિરીક્ષણ કરવાને આમંત્રણ આપ્યું.

જવાહરે એ આમંત્રણ સહર્ષ સ્વીકાર્યું અને તેઓ પ્રથમ તકે પોતાના બે મિત્રો સાથે નાભા પહોંચ્યા. નાભાની હદમાં એઓ પહોંચ્યા ત્યાં તો એમને અંગ્રેજ કારભારીની સહીવાળો હુકમ મળ્યો, કે એમણે નાભાની સરહદમાં દાખલ ન થવું ને જો તેઓ દાખલ થયા હોય તો તાબડતોબ હદ છોડીને પાછા ચાલ્યા જવું.

જવાહરે પોલીસ અમલદારને કહ્યું કે, "હું શીખ મોરચામાં દાખલ થયો નથી. ફક્ત નિરીક્ષક તરીકે જ આવ્યો છુ, ને નાભાનો કોઈ પણ કાનૂન તોડવાનો મારો ઈરાદો નથી."

વળી તેઓ નાભા રાજ્યની સરહદમાં તો પ્રવેશી જ ચૂકયા હતા, એટલે હવે નાભાની સરહદ છોડવાનો સવાલ ઊભો થતો જ નહોતો. અને કદાચ એમને પાછા જવું હોય તોપણ, બીજી ગાડી ઊપડવાને ઘણા કલાકોની વાર હતી તેથી તેઓ હુકમ પાળવા માટે તૈયાર નહોતા. એટલે પેલા પોલીસ અમલદારે એમની તથા એમના બે મિત્રોની ગિરફતારી કરી અને એમને તરત જ પોલીસ ચોકીમાં લઈ જઈને એક કોટડીમાં પૂરી દીધા.

સવારે એમની ધરપકડ થઈ અને સાંજ સુધી મચ્છરથી ભરેલી, બદબો મારતી એક કોટડીમાં એમને રાખ્યા. સાંજે જવાહરને સ્ટેશન પર લઈ જતી વખતે એમને બેડી પહેરાવી. બેડી એવી હતી, કે જવાહરની અને એમના એક

મિત્રની બેડી જોડી દીધી હતી અને પગમાં પણ સાંકળ પહેરાવી હતી, અને એ સાંકળનો એક છેડો પોલીસ અમલદારના હાથમાં હતો. માણસ કૂતરાને કે ઢોરને જેમ ઘસડે તેમ આ બે કેદીઓને એ સેતાની સરકારના અમલદારે પકડયા અને ધમકાવ્યા. અને હજી આટલું ઓછું હોય એમ, આખા ગામમાં એમને આવી બૂરી હાલતમાં ફેરવી સરકારે પોતાની સત્તાનું જંગલી પ્રદર્શન કર્યું.

શરૂઆતમાં તો જવાહર રાતાપીળા થયા, પણ થોડીવારમાં તેઓ તટસ્થવૃત્તિ ધારણ કરીને આ અવનવા અનુભવની મજા માણવા લાગ્યા ! રાત્રે ત્રીજા વર્ગના એક ઠસોઠસ ભરેલા ડબ્બામાં એ ત્રણે રાજકેદીઓને ધકેલી દેવામાં આવ્યા અને ઢોરની જેમ ઊભા ઊભા એમણે રાત ગુજારી; અને મોડી રાતે તેઓ નાભા પહોંચ્યા. એમને ત્યાંની કોટવાલીમાં રાખવામાં આવ્યા. આ બધો વખત એમના હાથપગમાં જંજીર હતી, તે એવી કે, એકને કંઈ જોઈતું હોય તો બીજાને પણ જગાડવા પડે. એવી દશામાં જ તેઓ સૂતા.

પણ આવી જેલમાં જવાહરને ઊંઘ કયાંથી આવે ? બે વખત તેઓ બ્રિટિશ જેલમાં જઈ આવ્યા હતા, પણ આવો ખરાબ અનુભવ એમને કયારેય થયો નહોતો. આ વખતે તો એક ગુનેગાર કેદી કરતાં પણ એમની પ્રત્યે વધુ ખરાબ વર્તન દાખવવામાં આવ્યું હતું. તે રાત ને બીજો આખો દિવસ, હાથપગમાં જંજીર સાથે જવાહરે વીતાવ્યો. એમને માટે આ અનુભવ અભૂતપૂર્વ હતો. આખી રાત જવાહરના શરીર પરથી ઊંદરો દોડયા કર્યા; અને ચાંચડ,

મચ્છર અને માકણ એ ત્રણેનો એક સાથે હુમલો થતો રહ્યો. અધૂરામાં પૂરી જમીન પણ ખૂબ ગંદી હતી. એથી જવાહરનાં મગજ અને શરીર બન્ને જડ જેવાં થઈ ગયા.

ત્રીજે દિવસે જવાહરને નાભાની અદાલતમાં હાજર કરવામાં આવ્યા. એ અદાલત નહોતી, પણ ફારસ હતું. ત્યાંનો ન્યાયમૂર્તિ એ ન્યાયની નહિ, પણ બાધાપણાની મૂર્તિ હતો. એ પોતે કશાની નોંધ કરે નહિ, પણ એની જોડેનો માણસ નોંધ કરે. જવાહર કંઈ કાયદાનો સવાલ કાઢે તો એ બાધાની જેમ એની જોડેના કારકુન તરફ જોયા કરે, અને કાલે ખુલાસો આપીશ એમ કહે. બીજે દિવસે ખુલાસો લખી લાવે અને તે પણ એનો માણસ વાંચી જાય. આમ દિવસોના દિવસો સુધી આ નાટક ચાલતું રહ્યું. જવાહરે કશું બચાવનામું પેશ ન કર્યું. પણ એક લાંબું બયાન આપ્યું.

એક દિવસ સાંજે અદાલતનું કામકાજ પૂરું થયા પછી જવાહરને એક બીજી જગ્યાએ લઈ જવામાં આવ્યા. લગભગ સાંજના સાત વાગ્યાનો સુમાર થયો હશે. ત્યાં એક જણ ટેબલ આગળ બેઠો હતો, ને તેની પાસે જે પોલીસ અમલદારે જવાહરને ગિરફતાર કર્યા હતા, તે પણ બેઠો હતો; એ જવાહરને કેમ પકડ્યા ને શી રીતે પકડ્યા તેનું બયાન આપવા લાગ્યો.

જવાહરને આમાં કંઈ સમજાયું નહિ. એમણે પૂછ્યું: "આ બધું શું ચાલી રહ્યું છે?"

એના જવાબમાં જણાવવામાં આવ્યું કે એ એક અદાલત હતી. અને એમની પર સરકાર સામે કાવતરું કરવાનો મુકદ્દમો ચાલતો હતો.

જવાહરે જણાવ્યું કે, એમને કાયદેસર એ મુકદ્દમાની નોટિસ મળી નથી. અને એમને વકીલ કરવાનો જે હક આપવામાં આવવો જોઈએ તે પણ આપવામાં આવ્યો નથી.

એના ઉત્તરમાં જણાવવામાં આવ્યું કે, અહીં તો નાભા રાજ્યના કાનૂન પ્રમાણે કામ ચાલે છે. એટલે એમાં નોટિસની પણ જરૂર નથી અને વકીલ તો નાભાની બહારનો નાભાના કાનૂન પ્રમાણે લાવી જ ન શકાય.

જવાહર બૅરિસ્ટર હતા પણ એમને નાભા રાજ્યના કાનૂનની શી ખબર ? એમણે નાભાના કાનૂનો માંગ્યા પણ તે આપવામાં ન આવ્યા. એમના પર જે ગુનાઓ કર્યાનો આરોપ મૂકવામાં આવ્યો હતો, તે આરોપપત્ર માંગ્યું, પણ તેનો પણ ઈન્કાર કરવામાં આવ્યો.

આખરે જવાહર એ બધાથી કંટાળી ગયા ને બોલ્યાઃ " તમને ફાવે તેમ કરો આવા ઉરાંગઉટાંગ કાયદાની અદાલતમાં હું કશો જ ભાગ લેવા ઈચ્છતો નથી."

પણ જવાહર પોતાનો આ નિર્ણય ચાલુ ન રાખી શકયા. કારણ કે, પોતાની નજર સામે જૂઠા સાક્ષીઓ આવીને પોતાની વિરુદ્ધ સદંતર જૂઠી વાત ફેલાવે, એથી જવાહર તંગ આવી ગયા અને જોરશોરથી સાક્ષીઓની ઉલટપાલટ તપાસ લેવા લાગ્યા. રોજ જવાહરને અને એમના સાથી

એને અદાલતમાં જવાનું ગમતું, કારણ કે, એથી ગંદી, બદબો મારતી કોટડીમાંથી એટલા વખત પૂરતો તો છુટકારો થતો! આમ આ નાટક પંદર દિવસ સુધી ચાલ્યું. આ વિષે જરા પણ હકીકત બહાર જવા પામે નહિ, એવી તકેદારી એ લોકોએ રાખી હતી.

મોતીલાલજીને ખબર પડતાં તેઓ દોડતા નાભા આવ્યા અને જવાહરને જેલમાં મહામુશ્કેલીએ મળ્યા પણ મોતીલાલજી કંઈ કરી શકે એમ નહોતું. કારણ કે, તેઓ બહારના વકીલ હતા. જવાહરે પિતાને ચિંતા ન કરવાનું અને પાછા ચાલી જવાનું કહ્યું, એટલે તેઓ ચાલી ગયા.

આખરે એમને અઢી વર્ષની સજા થઈ વર્તમાનપત્રોમા એ હકીકત હવે તો જાહેર થઈ ચૂકી હતી. અને છાપાઓ આ બનાવને વિષે સખત ભાષામાં સરકારી તંત્રની ઝાટકણી કાઢતાં હતા. પરિણામે એમને જે દિવસે સજા થઈ તે જ દિવસે સાંજે એમને સરકારી -અગ્રેજ કારભારીનો હુકમ મળ્યો કે એમની સજા ખતમ થઈ છે સાથે સાથે બીજો એક હુકમ આપવામા આવ્યો, તેમાં લખ્યુ હતું કે, તેઓ નાભા છોડીને ચાલી જાય અને વગર રજાએ નાભામા પ્રવેશ ન કરે. જવાહરે બન્ને હુકમોની નકલ માગી પણ એ તેમને આપવામા ન આવી જવાહર નાભાથી અલ્લાહાબાદ આવ્યા

જવાહરને ત્યાથી વિષમજ્વરનો વારસો મળ્યો. અને એમને મહિનાઓ સુધી પથારીવશ રહેવું પડ્યું. આ

ગીમાંથી જવાહરને એમની અનેક પ્રવૃત્તિઓમાંથી ફરજિ-યાત નિવૃત્તિ મળી. અને સાથે સાથે એકાંત પણ મળ્યું. એટલે એમનું માનસ ચિંતનપ્રધાન બન્યું. એ દરમિયાન એમને કંઈક આધ્યાત્મિક અનુભવ પણ થયો.

જવાહરને લાગ્યું કે પોતે રાજકીય વાતાવરણથી પર એવી કોઈ સ્વપ્નસૃષ્ટિમાં વિહરી રહ્યા છે. પોતે પોતાની જાતને, પોતાના કાર્યને તથા પોતાની વિશેષતાઓ અને મર્યાદાઓને તટસ્થતાથી જોઈ શકે એવી સ્થિતિમાં છે. જવાહર જણાવે છે કે એમને એ સમયે જે આધ્યાત્મિક અનુભવ થયો હતો તે શબ્દાતીત હતો, કલ્પનાતીત હતો, એટલું જ નહિ, પણ એ અનુભવ સ્વાનુભવજન્ય હતો !

[૨૯]

# પિતાની વેદના

ગાંધીજીને જ્યારે પૂનાની ઇસ્પિતાલમાં એપેન્ડીસાઈટીસનું ઑપરેશન કરવામાં આવ્યું, ત્યારે મોતીલાલજી ગાંધીજીની ખબર લેવા અલ્લાહાબાદથી પૂના ગયા હતા.

ગાંધીજી જોડે વાત કરતાં કરતાં મોતીલાલજીએ જવાહરલાલની વાતો કરતાં કહ્યું: "હું જાણું છું કે રાજકીય બાબતમાં તો એ આપનો શિષ્ય છે. એટલે હું કહું તોયે તમે એને સમજાવવાના નહિ. પણ બીજી બાબતમાં જવાહરને તમારે એક બે વાત જરા સખતાઈથી કહેવી પડશે."

ગાંધીજી કહે: "હા. એમાં હું તમને પૂરેપૂરો સતોષ આપી શકીશ."

મોતીલાલજી: "એક તો એ કે એ ગમે ત્યારે, ગમે ત્યાં ચણા મમરા ફાકી લે છે, સખત ગરમીમાં પણ ત્રીજા વર્ગમાં મુસાફરી કરે છે, એ બધું મારાથી કેમ સહન થાય? મારાથી આ જોયું જતું નથી. ત્યાગ ને સહિષ્ણુતા તો મને ગમે છે, પણ આ તો નરી જડતા છે! માઘમેળામાં પોલીસે

વાડ કરી હતી, ત્યાં એ વાંદરાની જેમ વાડ કૂદી ગયો ને સંગમમાં નહાવા પડ્યો. એટલે મેં ઇન્દુને કહ્યું કે તારો બાપ તો વાંદરો છે! પછી આમ જ તબિયત બગડે ને હેરાન થાય."

ગાંધીજીએ મોતીલાલજીને વચન આપ્યું: "હું જવાહરને સમજાવીને ઠેકાણે લાવીશ."

અને સંતોષની લાગણી સાથે મોતીલાલજીએ મહાત્માજીની વિદાય લીધી.

[૩૦]

## સંકટમાં પણ સ્વસ્થ

**૧૯૨૫માં** જવાહર યુરોપમાં હતા, ત્યારે એક વાર કોલ-ડી-વોઝા નામના પર્વત પર આરોહણ કરવા પર્યટન પર ગયા હતા.

એ પર્યટનમાં અમેરિકનો હતા, સ્વીમલોકો હતા અને ત્રણ હિન્દીઓ—જવાહર, એમની બહેન કૃષ્ણા અને એક સિંધી ભાઈ—પણ હતા પેલા સિંધી ભાઈ ખૂબ વરણાગિયા હતા. એ અદ્યતન કપડામાં સુસજ્જ રહેતા અને જ્યા ત્યાં પોતાનાં કપડાંની બડાશો હાકતા.

જવાહરે અને એમની બહેને તો પર્વતારોહણનાં કપડાં, ખીલાવાળા બૂટ અને બ્રીચીસ પહેર્યાં હતાં; જ્યારે પેલા સિંધી ભાઈ સામાન્ય કપડાં ને રબરની હીલના જોડા પહેરીને આવ્યા હતા.

પહેલાં ટ્રેનમાં જવાનું હતું, અને પછી પર્વતારોહણ શરૂ થતું હતું. થોડો વખત તો ઠીક ઠીક ચઢાણ થયું. પણ એવામાં વરસાદ પડ્યો, બરફ પડ્યો અને પગ આખા ભીંજાઈ ગયા. પેલા સિંધીભાઈ તો ઉપર પગ મૂકવા જાય ને લપસે,

એમ કચાં સુધી ચાલ્યા કર્યું. બિચારાથી એક ડગલુંયે ઉપર ચઢાય જ નહિ !

જવાહરે એ છેલબટાઉ યુવક પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા અને એનું કાર્ય સરળ બનાવવા પોતાના જોડા કાઢીને એને આપ્યા, અને પોતે અડવાણા પગે ચઢવાનું જોખમ વહોર્યું. જવાહર તો ઘણી વાર સરકતા જાય, પાછા બેઠા થાય, ને પાછા ચઢવા માંડે, એમ કરતાં કરતા એ ઉપર ચઢયા, ને એક જગ્યાએ જઈને બેઠા એવામા પેલા સિંધીભાઈ પણ ત્યા બેસવા ગયા એમનાથી અજાણ્યા જવાહરને ધક્કો વાગ્યો ને જવાહર ગબડવા લાગ્યા.

નીચે ભયાનક ઊંડી ખીણ હતી. બધાના હોશકોશ ઊડી ગયા. જવાહર આ ગયા, આ ગયા, એમ થતું હતું, ત્યાં જવાહરે પડતાં પડતા વચમાં એક ઝાડનું ઠૂંઠું આવ્યું, તેને, કોઈ વીરની અદાથી, ખૂબ જોરથી પકડી લીધું ને પોતાની સ્વસ્થતાને જાળવી રાખી.

આ ઝપાઝપીમાં જવાહર લોહીલુહાણ થયા, પણ એમણે કોઈની પણ મદદ વિના પોતાની જાતને બચાવી લીધી!

[ ૩૧ ]

## જવાહરની કરકસર

**અપાર** ધનવૈભવમાં ઊછર્યા હોવા છતાં જવાહર કરકસર કરતાં પણ સારી રીતે જાણે છે. એ ટેવ એમનામાં ગાંધીજીની અસરથી આવી છે.

૧૯૨૫ માં જવાહર જ્યારે યુરોપ ગયા ત્યારે એમની નાની બહેન કૃષ્ણા પણ સાથે હતી જવાહરને નાનપણથી જ કલાનો ખૂબ શોખ. એટલે તેઓ જ્યાં જતા ત્યાં અનિવાર્યપણે ચિત્રશાળાઓ, સંગ્રહસ્થાનો તથા અજાયબગૃહો વગેરે જોવા નીકળતા.

આવે પ્રસંગે, બને ત્યાં સુધી, જવાહર પોતે પગપાળા જ મુસાફરી કરતા, કે જેથી પૈસા બચે અને કસરત પણ થાય. પણ આ વખતે બહેન કૃષ્ણા સાથે હતી, અને એ તો ચાલતાં ચાલતા થાકી જતી, કંટાળી પણ જતી અને જવાહરને કહેતી: "ચાલો ને આપણે ટેકસી કરી લઈએ."

જવાહર કહે: "ટેકસી કરવામાં વાંધો નથી, પણ ટેકસીનો ખર્ચ થશે, એટલે આપણે બીજા કોઈ ખર્ચમાં કાપકૂપ કરવી પડશે. એટલે સાંજે સિનેમા કાર્યક્રમ છે, તે

જો તું ગ્દ કરે તો આપણે ટેકસીમાં જઈએ"

ઘણીવાર કૃષ્ણા "હા" કહીને ટેકસીમા બેસતી ને પછી સાંજ પડે કે સિનેમામા જવાની જીદ કરતી, એટલે જવાહર તરત જ કહેતા: "ના, એવી જીદ મારી આગળ નહિ ચાલે. પૈસા એમ ઊડાવવાના નથી. પૈસા કાંઈ ઝાડે ઊગતા નથી!"

[૩૨]

## સાહસી સત્યાગ્રહી

જવાહર ૧૯૨૫ના ડિસેંબરમાં કોકોનાડા ગયા હતા. ત્યાં મૌલાના મહમદઅલી કોંગ્રેસના પ્રમુખ તરીકે નિમાયા હતા. મહંમદઅલીને જવાહર માટે ખૂબ પ્રેમ હતો. જો કે મૌલાના ધાર્મિક ને જવાહર નાસ્તિક, એમ ધર્મવિષયક બન્નેનાં દૃષ્ટિબિંદુ અત્યંત જુદાં હોવા છતાં બન્ને વચ્ચે ગાઢ સંબંધ હતો. એથી જ મૌલાનાએ કોંગ્રેસના મહામંત્રી તરીકે જવાહરની પસંદગી કરી હતી. જવાહર થોડા મહિના પૂર્વે જ કોંગ્રેસના મહામંત્રીપદની જંજાળમાંથી છૂટયા હતા, એટલે એ જંજાળ ફરી વહોરવાની એમને ગમતી નહોતી. છતાં, મૌલાનાના આગ્રહને વશ થઈને એમણે ફરી એ પદનો સ્વીકાર કર્યો

જવાહર કોકોનાડા કોંગ્રેસમાં હાજરી આપીને અલ્લાહાબાદ આવ્યા, ત્યારે એક વિચિત્ર પ્રસંગ બન્યો. એ વખતે અલ્લાહાબાદમાં હિંદ મશહૂર કુંભમેળો ભરાયો હતો. કુંભમેળામાં હજારો યાત્રીઓ આવ્યા હતા; અને સરકારે ગંગામાં નહાવું એ જોખમ છે એમ કહી ગંગાસ્નાનનો પ્રતિબંધ કર્યો હતો.

ભારતભૂષણ પંડિત મદન મોહન માલવીયજીએ આ પ્રતિબંધનો વિરોધ કર્યો, અને સરકાર જો આ ગેરકાયદેસર પ્રતિબંધ વેળાસર ઊઠાવી ન લે તો સત્યાગ્રહ કરવાની ધમકી આપી. જવાહરનું માનસ તો ધાર્મિક હતું જ નહિ. એમને ધર્મ–અધર્મમાં જરાય દિલચસ્પી નહોતી, પણ એમનું માનસ યુયુત્સાભર્યું હતું. જાણે એમના હાથ લડવા માટે સળવળી રહ્યા હતા, એટલે પોતે ધર્મમા ન માનનારા હોવા છતાં, માલવીયજીના સત્યાગ્રહીઓમા એમણે પોતાનુ નામ નોંધાવ્યું. અને બમો માણસોની જોડે માલવીયજીને મોખરે કરીને તેઓ કાયદા ભગ કરીને ગંગામાં નાહવા ગયા.

રસ્તામા જ ઘોડેસવાર અને શસ્ત્રસજ્જ પોલીસે એમને રોકી લીધા. પરિણામે ઘર્ષણ થયું. બધા સત્યાગ્રહી સૈનિકો બપોરના ધોમ ધખતા તડકામાં રેતીમાં બેસી ગયા ચારે બાજુ ઘોડેસવાર પોલીસો એમને ઘેરી વળ્યા. પછી તો કલાકો સુધી એ લોકો બેઠા જ રહ્યા.

તડકો વધતો જતો હતો, અસહ્ય તાપ પડતો હતો. શરીર તો જાણે અગ્નિમાં શેકાતા હતાં આખરે પ્રત્યુત્પન્નમતિ જવાહરે એક તરકીબ અજમાવી. એમણે ને એમના ત્રણ ચાર સાથીઓએ યુક્તિ કરી અને ઘોડેસવારોને કુદાવી તેઓ ગગામાં નાહવા પડયા. તાપમાં ગંગાસ્નાન અમૃત જેવું મીઠું અને આહ્‌લાદક લાગતું હતું. આમ જવાહરે ગગાસ્નાન તો કર્યું, પણ મલવીયજીને રેતીમાં બેઠેલા જોઈને પાછા આવીને રેતીમાં એમની જોડે બેસી ગયા.

આખરે પોલીસ થાકી અને કંટાળીને ચાલી ગઈ.

[ ૩૩ ]

## થાકનું તો નામ નહીં

ઈ. સ. ૧૯૨૬ની સાલમાં જવાહર પ્રથમ વાર જ સિલોન ગયા હતા. આ વખતે તેઓ એટલા બધા કામમાં રહેતા કે એમને ઊંઘવાનો પણ પૂરતો સમય મળતો નહિ. રોજના લગભગ વીશ વીશ કલાક કામ કરતા અને કામ કરવામાં એમને ખૂબ આનંદ પડતો.

એક વાર જવાહરે ત્યાં એક મુલાકાતીને રાતના દશ વાગ્યાનો સમય આપ્યો હતો. એ મુલાકાત રાતના દોઢ વાગ્યા સુધી ચાલી મુલાકાતીઓને થાક લાગ્યો, પણ જવાહર તો રાત્રે દોઢ વાગ્યે પણ જાણે હમણાં જ ઊંઘમાંથી ઊઠયા હોય એવા પ્રસન્ન ને તાજગીભર્યા લાગતા હતા. મુલાકાતીઓ સાથેની વાત પૂરી થતા જવાહર પોતાના શયનખંડમાં ગયા અને હાથ–મોં ધોઈને ટોપી પહેરીને બહાર આવ્યા.

મુલાકાતીઓ જવાહરને આ રીતે બહાર જવા તૈયાર થયેલા જોઈને આશ્ચર્યમાં પડી ગયા. એમની શંકાનું નિવારણ કરવા જવાહરે હસતાં હસતાં જણાવ્યું કે એક અખબારના

કાર્યાલયમાં મધરાત પછી જવાનું એમણે વચન આપ્યું હતું, એટલે એમણે ત્યાં જવું જ જોઈએ, અને જવાહર ત્યાં ગયા.

કેવી તાજગી અને કેવી કર્તવ્યપરાયણતા !

[ ૩૪ ]

## વિદ્યાર્થીઓના લાડીલા

એક વાર બનારસ હિન્દુ વિશ્વવિદ્યાલયની ઈજનેરી કૉલેજમાં ભણતા વિદ્યાર્થીઓ હડતાલ પર ઊતર્યા હતા. એક પ્રાધ્યાપક એમને અપશબ્દો કહેતો હતો. એના વિરોધમાં એમણે માલવીયજીને ફરિયાદ કરી હતી માલવીયજીએ તપાસ કરીને એ અધ્યાપકનો જવાબ લેવાનું નક્કી કર્યું. પરંતુ વારવાર કહેવા છતાં માલવીયજીએ કાંઈ સક્રિય પગલાં લીધાં નહિ, એટલે વિદ્યાર્થીઓ હડતાળ પર ઊતર્યા ને તેઓ યુવાનોના નેતા જવાહરલાલજીની સલાહ લેવા ગયા.

વિદ્યાર્થીઓ પહેલાં જવાહરના ખાનગી મંત્રીને મળ્યા. મંત્રીએ કહ્યુ કે જવાહર ઘણા જ કામમાં છે ને એમની પાસે બિલકુલ સમય નથી. પણ વિદ્યાર્થીઓ તો રહ્યા સત્યાગ્રહી બિરાદરો. એ લોકો કાંઈ એમ હતાશ થઈને પાછા જાય એવા નહોતા.

વિદ્યાર્થીઓએ જવાહરના મંત્રીને જણાવ્યું: ' જ્યાં સુધી જવાહરને સમય મળે ત્યાં સુધી અમે અહીં જ બેઠા છીએ "

વિદ્યાર્થીઓના આ હઠાગ્રહથી બિચારા મંત્રી મૂંઝાયા હવે તો એ વાતે એવુ રૂપ લીધું હતું કે જવાહરને આ તોફાન વિષે જણાવ્યા વિના એમનો છૂટકો જ નહોતો. આથી એમણે જવાહરને આખી વાત જણાવી

આ વાત સાભળી જવાહર ધૂઆપૂંઆ થતા બહાર આવ્યા ને વિદ્યાર્થીઓને કહ્યું "માલવીયજીની વિરુદ્ધની ફરિયાદ હુ નહિ સાભળું તમે મને પૂછીને હડતાળ પર ઊતર્યા છો? હવે મૂંઝાયા છો ત્યારે મારી સલાહ લેવા આવ્યા છો! તમે કાયદો તમારા હાથમા લો ને હું તમને મદદ કરું, એ હરગિજ નહિ બને"

વિદ્યાર્થીઓ સાભળી રહ્યા. જવાહર તો ત્યાથી ચિઢાઈને ચાલતા થયા; પણ વિદ્યાર્થીઓ તો બેઠા રહ્યા. બેએક કલાકે જવાહર ત્યાથી પસાર થયા ત્યારે એમણે વિદ્યાર્થીઓને ત્યા જોયા.

જવાહરે એમને પૂછ્યુ: "કેમ રોકાયા છો? મેં તમને કહ્યું ને કે તમને મારી સલાહ નહિ મળે!" પછી બીજી જ ક્ષણે લાગણીભીના સ્વરે એમણે બીજો સવાલ કર્યો: "પણ તમે લોકોએ કાંઈ ખાધુંપીધુ કે નહિ!"

વિદ્યાર્થીઓએ કહ્યુ· "ના"

એટલે જવાહરે એમને પોતાની બેઠકમાં બોલાવ્યા ને પછી એમની બધી વાત અથથી ઇતિ નિરાંતે સાભળી અને ઘટતુ કરી માલવીયજીની જોડે વાટાઘાટ કરવાનું વચન આપ્યું.

ગુસ્સે થયેલા વિદ્યાર્થીઓ શાંત થયા અને જવાહરની માનવતાની પ્રશંસા કરતાં વીખરાયા.

[ ૩૫ ]

## અજબ જવાહર

એક વખત જવાહરલાલ આગ્રા ગયા હતા જ્યારે જ્યારે જવાહર કોઈ પણ સ્થળે જાય છે, ત્યારે ત્યારે તે તે સ્થળની સંસ્થાઓ એમની વાણીનો કાંઈક લાભ મળે એવી અપેક્ષા રાખે છે. આગ્રા કૉલેજના વિદ્યાર્થીસંઘને પણ થયું કે જવાહર આવ્યા છે, તો આપણે એમને આપણી કૉલેજમાં આમંત્રીએ અને એમના મોહક વકતૃત્વનો લાભ લઈએ.

જવાહરનો કાર્યક્રમ ભરચક હતો. સંઘના મંત્રી જવાહરને વિનંતી કરવા ગયા તો જવાહરે એમને સાફ ના સંભળાવી દીધી. મંત્રીને કશી દલીલ કરવાનો અવકાશ જ ન રહ્યો.

વિદ્યાર્થીઓ અને સંઘ–મંત્રી ચિંતામાં પડ્યા કે શી રીતે જવાહરને કૉલેજમાં લાવી શકાય? આખરે એમને એક યુક્તિ સૂઝી જવાહરને તેમણે વિનંતી કરી કે અમે તમને એક થેલી અર્પણ કરવા માગીએ છીએ. એનો સ્વીકાર કરવા જેટલો સમય તો કૃપા કરી અમને આપો.

જવાહરે તરત જ એ વાતનો સ્વીકાર કર્યો. આગ્રા કૉલેજના વિદ્યાર્થીઓ જવાહરના હકારથી આનંદમાં આવી ગયા.

સાંજનાં પાંચ વાગ્યાનો સમય હતો. કૉલેજ હૉલ વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓથી ખીચોખીચ ભરાઈ ગયો હતો. જવાહરને સાંભળવા તથા તેમનાં દર્શન કરવા બધાં આતુર થઈ રહ્યાં હતાં. દરવાજા આગળ સંઘના મંત્રી તથા કૉલેજના અન્ય જવાબદાર કાર્યકરો જવાહરના આગમનની પ્રતીક્ષા કરતા ખડા હતા. એટલામાં સરસરાટ એક મોટર આવીને દરવાજા પાસે ઊભી. અંદરથી જવાહર એકલા ઝડપથી નીચે ઊતર્યા અને ઉતાવળે પગે ચાલી કૉલેજના હૉલમાં મંચ ઉપર જઈ પહોંચ્યા.

વિદ્યાર્થીઓએ અને શ્રોતૃવર્ગે જયનાદ, જવાહરલાલકી જય, અને તાળીઓના ગડગડાટથી વાતાવરણને ભરી દીધું. પણ જવાહરને એ કશામાં રસ નહોતો. મંચ પર જઈને તેમણે તરત જ ઉચ્ચ સ્વરે કહ્યું : "ક્યાં છે મંત્રી ? ક્યાં છે થેલી ?"

અને મંત્રી થેલી લાવ્યા કે તરત જ તેમના હાથમાંથી થેલી ઝડપથી લઈ, સૌને નમસ્કાર કરી એક મિનિટમાં તો મંચ પરથી ઊતરી જવાહર મોટરમાં જઈ બેઠા અને જે વેગે મોટર આવી હતી તે જ વેગે એ ઊપડી ગઈ.

વિદ્યાર્થીઓને માટે તો આ એક રોમહર્ષણ અનુભવ હતો. તેઓ એક મિનિટમાં વિદ્યુત્‌વેગે આ બધું શું બની ગયું તેનો વિચાર કરી રહ્યા ! આખો શ્રોતૃવર્ગ શૂન્યમનસ્ક બની

ગયો! કોઈને સમજાયું નહિ કે આ શું થઈ ગયું? પણ છેવટે બધી ખબર પડી અને જવાહરની શરતનો ખુલાસો થયો ત્યારે, જ્યાં થોડીક ક્ષણો પૂર્વે આશા અને ઉલ્લાસનુ વાતાવરણ પ્રવર્તમાન હતું ત્યાં નિરાશાનું વાતાવરણ પ્રસરી ગયું. બધા ખૂબ હતાશ અને નારાજ થઈ ગયા.

છમો રૂપિયાની થેલીના બદલામાં આ એક મિનિટની હાથતાળી તો ખૂબ મોંઘી પડી એમ બધાને લાગ્યુ. એને બદલે તેમણે અંદરઅંદર કોઈ ભોજનસમારંભ કે કોઈ નૃત્ય સમારંભ ગોઠવ્યો હોત તો વધુ મજા આવત.

મોડેથી જવાહરલાલને વિદ્યાર્થીઓની આ નિરાશા અને નારાજીની વાતની ખબર પડી. મનમાં તેમણે એ વાતની નોંધ કરી લીધી. અને વખત મળ્યો એટલે તેઓ વિદ્યાર્થીઓની હોસ્ટેલ પર અચાનક જઈ પહોંચ્યા.

વિદ્યાર્થીઓ બિચારા, આમ એકાએક જવાહરલાલને આવેલા જોઈને, પ્રથમ દર્શને તો, ગભરાઈ ગયા, પણ સાથે સાથે ખૂબ ખુશ પણ થયા. જવાહરે મોડીરાત સુધી વિદ્યાર્થીઓ વચ્ચે રહી તેમની સાથે પેટ ભરીને મોકળે મને વાતો કરી, ટોળટપ્પાં હાંકયાં અને હાંસી–મજાક કરી. છેવટે જ્યારે તેમણે જોયું કે વિદ્યાર્થીઓ પ્રસન્ન થયા છે, અને એમનો પુણ્યપ્રકોપ ઊતરી ગયો છે, ત્યારે પ્રફુલ્લ મને તેમની વિદાય લીધી.

[ ૩૦ ]

## અમોઘ વક્તૃત્વશક્તિ

**ગોરખપુરમાં** એક વિરાટ સભા ભરાઈ હતી એ સભામાં જવાહરે એમનો જનતા પર કેટલો બધો પ્રભાવ છે તે દર્શાવી આપ્યું. સન ૧૯૨૭ની સાલની આ વાત છે

જવાહરે અંગ્રેજ સરકારના વિરોધમા બોલતાં ગુલામીનો ઇતિહાસ, અંગ્રેજોની કપટી અને જુલમી રાજ્યનીતિ ઉપર આકરા પ્રહારો કર્યા અને છેવટે જનતાને સંબોધીને કહ્યું : " જો આપણી પાસે હથિયાર હોય તો, તલવારથી લડીને, અને અંગ્રેજી હકૂમત સામે હથિયાર ઉઠાવીને પણ જેઓ દેશને આઝાદ બનાવવાની તરફેણ કરતા હોય તેઓ પોતાના હાથ ઉઠાવે."

જવાહરનું ભાષણ ખૂબ ચોટદાર હતુ અને એ સાંભળીને આખી સભા એટલી ઉત્તેજિત થઈ ગઈ કે બધાએ પોતાના હાથ ઊંચા કર્યા.

ત્યારબાદ, જવાહરે આપણી પાસેથી હથિયાર છીનવી લેવાયાં છે એવી સ્થિતિમાં આપણે આઝાદીની પ્રાપ્તિ માટે શું કરવું તેનું સચોટ બયાન આપ્યું. અને છેવટે એમણે

ગાંધીજીના પ્રભાવની ને ગાંધીજીની અહિંસાની વાત વિસ્તારથી સમજાવી.

ત્યાર પછી જવાહરે કહ્યું કે, 'હથિયારોથી સામનો કરીને અંગ્રેજ હકૂમતને ખતમ કરવાની તરફેણમાં તમે બધાએ મત આપ્યા તે તો મેં હમણાં જ જોયું. પણ હવે જે લોકો પોતાની પાસે તલવાર કે બીજાં શસ્ત્રો હોવા છતાં એને ફેંકી દઈ ને, ખાલી હાથે સ્વરાજ્ય મેળવવા માટે પોતાની કુરબાની આપવા અને મહાત્મા ગાંધીજીના અહિંસાત્મક યુદ્ધના સૈનિક થવા તૈયાર હોય તેઓ પોતાના હાથ ઊંચા કરે!"

આ તો જવાહરની જોશીલી વાણી! આખી સભાના અંતર ઉપર એ વીજળીની જેમ પ્રકાશ પાથરી રહી. આખી સભાએ હાથ ઊંચા કરીને અહિંસક સૈનિક બનવાની સંમતિ દર્શાવી.

આમ જવાહરે પરસ્પર વિરોધી એવી બે વાતો કહીને અને બન્ને પર લોકોનાં હૃદય જીતી લઈ ને બતાવી આપ્યું કે, એમની જબાનમાં અને એમના હૃદયમાં જનતાને પોતે ચાહે તે માર્ગે વાળવાની કેવી અદ્ભુત શક્તિ ભરી છે.

જવાહરની આ અમોઘ શક્તિની વાત જ્યારે ગાંધીજીએ સાંભળી ત્યારે ગાંધીજી પણ જવાહરની આ શક્તિ પર મુગ્ધ બન્યા.

આજે પણ એમની આ શક્તિ એટલી જ અમોઘ છે, અને દુનિયાની જનતાનાં હૈયાં ઉપર કામણ કરી રહી છે.

આ શક્તિ એમના દિલની સ્ફટિક જેવી સચાઈ અને લોહચુંબક જેવી મહોબ્બતમાંથી પ્રગટે છે.

[૩૬]

## વીરાંગનાને અંજલિ

ઈ. સ. ૧૯૨૮ના ઓકટોબર માસમા ઝાંસી શહેરમાં 'સંયુક્તપ્રાંત પ્રાંતીય પરિષદ' ભરાઈ હતી ઝાંસી એ હિન્દની વીરતાનું, સાહસિકતાનુ અને શક્તિનુ પ્રતીક બની ગયુ છે કારણ કે ઝાંસીની વીરાંગના રાણી લક્ષ્મીબાઈએ બ્રિટીશ સલ્તનત સામે મોરચો માંડી બ્રિટીશ સેનાપતિઓ અને સૈનિકોને ઘડીભર ખૂબ હંફાવ્યા હતા. રાણી લક્ષ્મી બાઈની સાહસિકતા તથા બહાદુરીના વર્ણન બ્રિટીશ સેના પતિઓએ પણ મુક્ત મને કર્યા છે દુશ્મનોએ ગાયેલી પ્રશસ્તિ એ જ ઝાંસીની રાણીનુ સાચું સ્મારક છે.

ઝાંસીમા ભરાયેલી પ્રાંતીય પરિષદમા જવાહર પ્રમુખ સ્થાને હતા. પોતાના વ્યાખ્યાનમાં જોશીલી અને હૃદયસ્પર્શી જબાનમાં હિન્દની સ્વાતંત્ર્યલડતનો ઉલ્લેખ કરીને જવાહરે કહ્યું : "હિન્દમાં આજે ગાજતો થયેલો આઝાદી માટેનો પુકાર એ કંઈ નવો પુકાર નથી. જ્યારથી આપણો દેશ પરદેશી હકૂમત તળે આવ્યો ત્યારથી દેશપ્રેમી લોકોને આઝાદીના સ્વપ્નાં આવવા માંડયા હતાં એ માટે કેટલાય

દેશવીરોએ પોતાના જાનની કુરબાની કરી હતી; અને એને જ પોતાનુ જીવનકર્તવ્ય બનાવ્યું હતું. ૧૮૫૭ની ક્રાન્તિ એ આઝાદીજંગ નહોતો તો બીજું શું હતુ ?

"આ ભૂમિ મને એક એવી અદ્ભુત સ્રીશક્તિનું સ્મરણ કરાવે છે કે જે ભયને જાણતી નહોતી, અને જેણે અનેક મુસીબતો સામે, મુલકની ઇજ્જત માટે, પોતાની કુરબાની કરી હતી.....કોઈ પણ જીવંત પ્રજા પરદેશી હકૂમત નીચે વિજેતાઓની સાથે રહી શકે જ નહિ કારણ કે, ત્યાં શાંતિનો અર્થ તાબેદારી, અને તાબેદારીનો અર્થ રાષ્ટ્રની તાકાત અને કૌવતનો નાશ, એવો જ થાય છે! પણ, એ આનંદની વાત છે કે, હિન્દના નવજુવાનોએ, ગઈ સદીમાં, મૃત્યુની પરવા કર્યા વિના, દેશની આઝાદી માટે જે મરણિયા જંગ ખેલ્યા છે, તે હિન્દની તાકાતનો સાક્ષાત્કાર કરાવે છે આઝાદી વિના શાંતિ તેમ જ પ્રગતિ અશકય છે.

" વીરાંગના લક્ષ્મીબાઈ એ હિન્દના સ્રીત્વનું જ્વલંત પ્રતીક છે. સ્રી સાક્ષાત્ શક્તિ છે તેનો પરિચય આપણને આ યુવાન વીરાંગનાએ કરાવ્યો. રાણી લક્ષ્મીબાઈથી હિન્દનું સ્રીત્વ વિશેષ ઉજ્જ્વળ બન્યું છે અને વર્ષો સુધી એમનું જીવન હિંદના નારીત્વને વીરતાના, કુરબાનીના અને જ્વલંત દેશ-પ્રેમના પાઠો પઢાવ્યા કરશે."

જવાહર સમાન વીરપુરુષની લક્ષ્મીબાઈ જેવી વીરાંગનાને આ ભવ્ય અંજલિ છે: એ અંજલિમાં નથી અત્યુક્તિ કે નથી અલ્પોક્તિ.

[૩૮]

## અહિંસાની કસોટી

બ્રિટિશ સરકારે હિન્દની રાજદ્વારી સ્થિતિની તપાસ માટે ગોરાઓનું બનેલું એક કમીશન નીમ્યું હતું. એ કમીશનનું નામ હતું 'સાયમન કમીશન'.

અને ૧૯૨૮ ની સાલમાં એ કમીશન હિન્દના કિનારે ઊતર્યું. પણ હિન્દના પ્રવેશદ્વાર સમા મુંબઈમાં જ એનું કાળા વાવટાઓથી અને 'સાયમન, પાછા જાઓ!'નાં વિરોધી સૂત્રોથી સ્વાગત થયું!

મુંબઈ શહેરે સાયમન કમીશનને જાકારો આપવાની પહેલ કરી, એટલે પછી તો જ્યાં જ્યાં કમીશન જવાનું હતું, ત્યાં બધે કાળા વાવટાનાં સરઘસો, 'સાયમન, પાછા જાઓ!'ના પોકારો, એ બધાંની પ્રચંડ તૈયારીઓ થઈ. વડી ધારાસભાએ જોરશોરથી સાયમન કમીશનના બહિષ્કારનો ઠરાવ પસાર કર્યો અને રાષ્ટ્રવાદનો જ્વલંત વિજય નોંધાયો.

સાયમન કમીશન ફરતું ફરતું લાહોર આવ્યું. ત્યાં પણ એના જાકારા માટે મહાન સરઘસો, મોટી મોટી સભાઓ, બુલંદ સૂત્રોના પોકારો વગેરે માટે પૂરતી તૈયારીઓ થઈ

રહી હતી બધાંની પહેલેથી તૈયારી થવા માંડી. સામી બાજુ સરકારની પણ કમીશનના સ્વાગત માટેની તૈયારીઓ ચાલુ હતી. સરઘસને રોકવાનો પહેલે દિવસે પ્રયત્ન થયો. જવાહર એમાં હાજર હતા. એમને પણ ઠીક ઠીક માર પડ્યો. સરઘસને રોકીને ઘોડેસવાર સિપાઈઓએ નિર્દય માર મારવા માંડ્યો. આ તો જાણે બીજે દિવસે કમીશન આવનાર હતું તેના સ્વાગત માટેનું પ્રથમ દિવસનું 'રિહર્સલ' હતું!

જવાહરને થયું કે પિતાજી નકામા મારી ચિન્તા કરશે એટલે એમણે પોતાને ઝાઝું વાગ્યું નથી એ મતલબનો લખનૌથી અલ્લાહાબાદ ફોન કર્યો. પણ પ્રેમાળ પિતાનું હૈયું હાથ ન રહ્યું. એ તો જવાહર પાસે પહોંચવા તલપાપડ થઈ રહ્યા. રાતના કોઈ ટ્રેન નહોતી એટલે મોટરમાં ૧૪૬ માઈલનો લાંબો પ્રવાસ કરી મોતીલાલજી લખનૌ પહોંચી ગયા. લખનૌ પહોંચ્યા ત્યારે આખી રાતના ઉજાગરા અને મોટરના લાંબા પ્રવાસને લીધે તેઓ થાકેલા ને માંદા જેવા લાગતા હતા.

બીજે દિવસે સાયમન કમીશન લખનૌ આવનાર હતું. એટલે શહેરમાંથી નાનાં નાનાં અનેક સરઘસો નીકળ્યાં. અને બધાં સરઘસો કોંગ્રેસ હાઉસ આગળ મળ્યાં ને ત્યાંથી એક પ્રચંડ સરઘસ સ્ટેશન તરફ રવાના થયું. જવાહર એ સરઘસમાં મોખરે હતા.

જ્યાં એ સરઘસ સ્ટેશનની પાસે પહોંચ્યું ત્યાં પોલીસે એ સરઘસને રોકી દીધું. સરઘસ ત્યાં જ રોકાઈ ગયું; એણે

આગળ વધવાની કોશિશ ન કરી ચારે બાજૂ ઘોડેસવારોથી લોકો ઘેરાઈ ગયા હતા અચાનક ઘોડેસવાર પોલીસોએ લાઠીમાર શરૂ કર્યો બહુ સખત લાઠીમાર હતો એ મારની પ્રસાદીથી જવાહર કેમ વંચિત રહે ?

જવાહરને મારથી ચક્કર આવ્યાં એમનું ભાન જતુ રહેવા લાગ્યુ છતા એમને એટલો ખ્યાલ તો રહ્યો જ કે મારે મારી જગ્યા પરથી હઠવાનુ નથી એક વાર તો એમને સામો હાથ ઉપાડવાનો પણ વિચાર થઈ આવ્યો, પણ એમણે પોતાના મનને કાબૂમા રાખ્યુ.

[૩૬]

## કામમાં નાનમ કેવી?

જવાહર કંઈ કામસર લખનૌ ગયેલા. 'પ્રતાપ' પત્રના તંત્રી શ્રી ગણેશશંકર વિદ્યાર્થી એમના દિલી મિત્ર હતા. જવાહર એમને મળવા એમના કાર્યાલયમાં ગયા. શ્રી વિદ્યાર્થી કાર્યાલયમાં જ રહેતા હતા. જવાહરે જોયું તો, કાર્યાલયમાં બધું અસ્તવ્યસ્ત પડયું હતું, અને ટેબલ પર ધૂળ જામી હતી. જવાહરથી આવું કેમ જોયું જાય?

વિદ્યાર્થીજી અંદર નાહવા-ધોવા ગયા, એટલે જવાહરે એમની બેગમાંથી એક નેપકીન લીધો અને તે વડે કાર્યાલયની ધૂળ સાફ કરી, અને પુસ્તકો અને કાગળિયાં વ્યવસ્થિત ગોઠવી દીધાં. એક નોકરની જેમ બધું સાફસૂફ કરીને ટેબલને અને પુસ્તકોને જાણે એમણે નવો અવતાર આપ્યો!

નાહીધોઈને શ્રી. વિદ્યાર્થી જ્યારે બહાર આવ્યા ને એમણે આ પરિવર્તન જોયું, ત્યારે એ બિચારા ખૂબ શરમાઈ ગયા ને ગળગળા સાદે જવાહરની માફી માગવા લાગ્યા.

[ ૪૦ ]

# પિતાનો પણ વિરોધ

**૧૯૨૮માં** જવાહરે 'નેહરુ રિપોર્ટ'નો વિરોધ કર્યો કલકત્તા અધિવેશનમા જવાહરે સાસ્થાનિક સ્વરાજ્યનો વિરોધ કર્યો, એટલુ જ નહિ પણ પૂર્ણ સ્વાતન્ત્ર્યની માગણી વિષે પિતા-પુત્ર વચ્ચે તીવ્ર મતભેદ જાગ્યો અને ગરમા ગરમ ચર્ચા થઈ. જવાહરે સુભાષબાબુનો સાથ મેળવીને પોતાની પૂરેપૂરી શક્તિથી મોતીલાલજીનો વિરોધ કર્યો

મોતીલાલજી જવાહરની આ વિરોધશક્તિથી પૂર્ણ પરિચિત હતા અને કોઈ કોઈ વાર તો એ વિરોધ એટલો બધો ઉગ્ર થઈ પડતો કે કુટુબનુ વાતાવરણ તગ બની જતુ અને દિવસો સુધી પિતા-પુત્ર એકબીજા સાથે બોલતા પણ નહી. આવા નાજુક પ્રસગોએ ઘણીવાર બાપુને દરમ્યાનગીરી કરવી પડતી અને બાપુની વ્યવહારકુશળ અને સમાધાનકારી દરમ્યાનગીરીથી પિતા-પુત્ર વચ્ચે ફરી સુમેળ થઈ જતો

આવા પ્રસગોથી અમીરી મિજાજના, સિદ્ધાતપ્રિય, અણનમ, અને પોતાનો જ કક્કો ખરો કરાવવામાં માનનારા મોતીલાલજી ખૂબ બેચેન બની જતા તેઓ હરહમેશ કહેતા: "મને સૌથી વધારેમાં વધારે ચિન્તા એ વાતની છે કે, હું જવાહરનો બાપ છું!"

[૪૧]

## કદરદાન નેતા

જવાહરના જીવનની એ વિશેષતા છે કે તેઓ એમના સહકાર્યકરોને તથા તેમની કામગીરીને ક્યારેય વીસરતા નથી જવાહર ગુણજ્ઞ છે, કદરદાન છે અને મનુષ્ય-પરીક્ષામા પાવરધા છે

૧૯૨૮મા જવાહર ઉત્તર પ્રદેશ કોગ્રેસ સમિતિના પ્રમુખ તરીકે ચૂટાયા અને લખનૌના અધિવેશનમાં શ્રીપ્રકાશજી હાજર ન હતા છતા જવાહરે એમને મત્રી તરીકે પસંદ કર્યા જવાહર એમની શકિત જાણુતા હતા અને એ કાર્ય તેઓ બરાબર સભાળી શકશે એવી એમની ખાતરી હતી

જવાહરે શ્રીપ્રકાશજીને પત્ર લખીને જણાવ્યુ કે, "તમને પ્રધાનમત્રી તરીકે મે પસદ કર્યા છે મને ખબર છે કે એ કામ તમને પસદ નહિ પડે, તેમ છતા, મને ખાતરી છે કે, મારી પસંદગીનો તમે ઇનકાર તો નહિ જ કરો હું તમને ના કહેવા દેવાનો નથી."

આખરે શ્રીપ્રકાશજી સમત થયા, અને પ્રાન્તીય કોગ્રેસ સમિતિની કચેરી લખનૌથી કાશી લઈ આવ્યા. બધું અસ્તવ્યસ્ત દશામાં હતું તેને એમણે સુવ્યવસ્થિત કરી દીધું. એમાં જવાહરે એમને ખૂબ મદદ કરી.

[૪૨]

## આઝાદીના દ્રષ્ટા

હિન્દના બધા પ્રાંતોએ ગાંધીજીને લાહોર કોંગ્રેસના પ્રમુખપદે ચૂંટ્યા. ઘણું ઘણું સમજાવવાં છતાં પણ ગાંધીજીએ એ પદનો સાફ ઇન્કાર કર્યો. આખરે એની પર વિચારણા કરવા અખિલ ભારત કોંગ્રેસ સમિતિનું અધિવેશન મળ્યું. એમાં ગાંધીજીએ કોંગ્રેસના પ્રમુખપદ માટે ભારપૂર્વક જવાહરનું નામ સૂચવ્યું. ગાંધીજીની નાથી ઘણા કોંગ્રેસીઓ નારાજ થયા, પણ આખરે બધાએ જવાહરને પ્રમુખપદે ચૂંટ્યા.

જવાહરને થયું કે, આ તો ગાંધીજીની મહેરબાનીથી પોતે ચૂંટાયા છે, અને પોતાની ચૂંટણી પાછલે બારણે થઈ છે. એટલે એમને બહુ આનંદ ન થયો. મોતીલાલજીની આંખમાંથી તો જવાહરની પ્રમુખ તરીકેની વરણીથી હર્ષાશ્રુની જાણે સરિતા વહેતી હતી. જવાહરને ઘડીભર તો એમ પણ થયું કે પોતે એ પ્રમુખપદનો ઇન્કાર કરે, પણ તેઓ ઇન્કાર કરી શક્યા નહિ. ને લાહોર મહાસભાના પ્રમુખપદનો તાજ એમને સ્વીકારવો પડ્યો.

કોંગ્રેસનું આ અધિવેશન મહાન હતું, ઐતિહાસિક

હતું અને અપૂર્વ હતું, કારણ કે એમાં અનેક અસાધારણ નિર્ણયો લેવાના હતા. વળી એમાં પ્રમુખપદનો હોદ્દો પિતા પુત્રને સોંપવાના હતા. મહાસભાના ૪૫ વર્ષના ઈતિહાસમાં આ એક અભૂતપૂર્વ બનાવ હતો.

લાહોર કોંગ્રેસના અતિહાસિક અધિવેશનના પ્રમુખ તરીકે જવાહર લાહોર પહોંચ્યા ત્યારે એમનો જે ભવ્ય સત્કાર થયો તે અજોડ હતો. એમને શ્વેત અશ્વ પર બેસાડવામાં આવ્યા હતા એમના પ્રમુખપદનું સ્વાગત-સરઘસ, એ તો દેવોને પણ દુર્લભ એવું દૃશ્ય હતું. જવાહર યુવાન અને આશાસ્પદ પ્રમુખ હતા અને પિતા પાસેથી પ્રમુખપદનો હોદ્દો સંભાળવાના હતા. જ્યારે અખિલ ભારત કોંગ્રેસ મહાસમિતિના અધિવેશનમા મોતીલાલજીએ જવાહરને એ હોદ્દો સોંપ્યો ત્યારે મોતીલાલજીનો હર્ષ માનો નહોતો.

લાહોર કોંગ્રેસ અનેક રીતે અપૂર્વ હતી. આગલા સત્યાગ્રહ વખતે પંજાબે જ રણતુરી બજાવી હતી આ વખતે પણ રાવીને કાંઠેથી એક જુવાન તેજસ્વી રાજકીય પુરુષ પૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા કરીને બ્રિટીશ હકૂમતને પડકાર કરનાર હતો ૩૧મી ડીસેમ્બરની મધરાત સુધીમા સરકાર તરફથી સાંસ્થાનિક સ્વરાજ્યનો કંઈ સંદેશો ન આવ્યો, એટલે રાવીને તટેથી જવાહરે દેશને પૂર્ણ સ્વાતંત્ર્ય-મુકમ્મિલ આઝાદી-નો પયગામ સુણાવ્યો.

જવાહરે કહ્યુ : “ આજે દરેક દેશમાં અને દરેક પ્રજામાં મૂલ્યપરિવર્તન થઈ રહ્યું છે. શ્રદ્ધાનો જમાનો ચાલ્યો ગયો છે.

આરામ અને સ્થિરતા રહ્યાં નથી. જ્યાં જુઓ ત્યાં આજે શંકા છે; અશાંતિ છે, અજંપો છે……હિન્દનું આંદોલન, એ જગતના આંદોલનનો જ એક ભાગ છે….આપણે આપણા પોતાના જ પ્રશ્નો છે. એ પ્રશ્નો ઘણા વિકટ છે. તેમાંથી આપણે છટકીને વિશાળ પ્રશ્નોમાં માથું મારવું એવું મારું કહેવું નથી, પણ આપણે જો દુનિયાને અવગણીશું તો એથી આપણને પોતાને જ મોટામાં મોટું નુકસાન થવાનું છે. સંસ્કૃતિ કે સંસ્કારિતા એ કંઈ એક દેશનો કે એક પ્રજાનો ઇજારો નથી એમાં તો દરેક દેશનો ફાળો છે….

"દુનિયાની ઘણી અજાયબીઓમાંની એક અજાયબી એ છે કે હિન્દની સંસ્કૃતિ અને હિન્દનો સમાજ, પરદેશી અનેક અસરો તળે આવ્યો હોવા છતાં, અત્યાર સુધી ટકી રહ્યો છે. એનું કારણ એ છે કે હિન્દની સંસ્કૃતિમાં બીજી સંસ્કૃતિઓનાં તત્ત્વો અપનાવવાની ઉદારતા ને સહિષ્ણુતા છે. આર્યો અને અનાર્યો એકબીજાની સંસ્કૃતિની ભિન્નતા સ્વીકારી સુખચેનમાં રહી શકયા……..જ્યારે યુરોપ એનાં ધાર્મિક યુદ્ધો લડતું હતું, અને ઈસુને નામે કતલ કરતું હતું, ત્યારે હિન્દમાં સહિષ્ણુતા હતી એ હકીકત છે.

"આજે હું હિંદનું ધ્યેય મુકમ્મિલ આઝાદી છે, એમ જાહેર કરું છું….હું દુનિયાના અંતરાત્માને વિનંતી કરું છું અને જાહેર કરું છું કે હિન્દ હવે પરદેશી શાસન બરદાસ્ત કરવાનું નથી. કોઈ પણ મહાન રાષ્ટ્રના નિર્ણયને કોઈ પણ જગતની સત્તા દબાવી શકશે નહિ.

"હું ખુલ્લંખુલ્લા જાહેર કરું છું કે હું સમાજવાદી

છું, લોકશાસનમાં માનનારો છું. હું રાજાઓમાં નથી માનતો. તેમ ઉદ્યોગોના રાજાઓ કે જેઓ રાજાઓ જેટલા જ ભયાનક ને જાલિમ છે, તેમને પણ હું નથી માનતો. સમાજવાદની ફિલસૂફીએ આખી દુનિયાની સૂરત પલટાવી નાખી છે....આપણું ધ્યેય વર્ગનાબૂદીનું છે ...આપણો આર્થિક કાર્યક્રમ એવો હોવો જોઈએ કે જેમાં માણસને ભોગે પૈસાને મહત્ત્વ અપાતું ન હોય ..

"આપણો કાર્યક્રમ રાજકીય બહિષ્કારનો—સરકારી શાળાઓ, અદાલતો, અને ધારાસભાઓના બહિષ્કારનો—તેમ જ આર્થિક બહિષ્કારનો—વિદેશી માલના સંપૂર્ણ બહિષ્કારનો—હોવો જોઈએ....આજે હિન્દભરમાં ષડ્યંત્રોના અનેક મુકદ્દમા ચાલે છે. પણ હવે ખાનગી ષડ્યંત્રોનો જમાનો વીતી ગયો છે. હું સરકારને પડકાર કરું છું કે અમે સરકારની સામે ખુલ્લુ ષડ્યંત્ર રચીએ છીએ. એ ષડ્યંત્ર આ દેશમાથી પરદેશી હકૂમતને ઉખેડી નાંખવાનું છે ને એ ષડ્યત્રમા જોડાવાનું હું મારા પ્રત્યેક દેશબાંધવને આમંત્રણ આપું છું. એની બક્ષિસ તરીકે જેલ, લાઠીમાર ને મૃત્યુ પણ મળે; તેમ છતાં તમને એક વાતથી સ્વસ્થતા ને શાંતિ રહેશે કે હિન્દની મુક્તિ માટે અને તે દ્વારા જગતની પ્રજાની મુક્તિ માટે તમે તમારો ફાળો આપ્યો છે."

જવાહરે આમ પોતાની વીરગર્જનાથી આઝાદીજંગ માટે પૂર્વભૂમિકા તયાર કરી.

જવાહર એટલે આઝાદીના દ્રષ્ટા, સ્રષ્ટા અને નેતા.

[ ૪૩ ]

## જતીનદાસની શહાદત

**૧૯૨૯ની** સાલ એટલે બ્રિટીશ સરકારની મામેનાં ષડ્યંત્રોના મુકદ્દમાની સાલ. ત્રાસવાદીઓનું જોર દેશમાં મારા પ્રમાણમાં હતુ. જેલમા રાજકીય કેદીઓ ઉપર એટલો બધો ત્રાસ ગુજરતો હતો કે, એના વિરોધમાં ષડ્યંત્રના મામલામાં સડોવાયેલા રાજકીય કેદીઓને ઉપવાસ શરૂ કરવા પડયા, અને અઠવાડિયાઓ સુધી એ ભૂખહડતાલ ચાલુ રહી. દેશભરમાં મનમનાટી પેદા થઈ ગઈ.

ઉપવાસને લીધે રાજકીય કેદીઓનાં શરીર કમજોર થઈ ગયા હતાં એટલે એમને કોર્ટમાં લઈ જઈ શકાતા નહોતા, અને દરરોજ કેમ મુલતવી રાખવો પડતો. પણ મત્તાઘેલી સરકારને એ કેમ પાલવે ? આથી સરકારે વટ હુકમ બહાર પાડીને કેદીઓની ગેરહાજરીમાં પણ મુકદ્દમો ચલાવી શકાય એવી વ્યવસ્થા કરી.

બહાદુર જતીનદાસે મહિનાઓ સુધી ઉપવાસ ચાલુ રાખ્યા, ત્યારે જવાહર લાહોર ગયા. ને એમણે જતીનને જેલમાં મળવાની રજા માગી. સદ્ભાગ્યે એમને મંજૂરી

મળી જતીન ભારતના યુવાનોની વીરતાનુ પ્રતીક હતો, ભવ્ય કુરબાનીનો મૂર્તિમન્ત અવતાર હતો અને હિન્દમાતાનો આશાસ્પદ લાડકવાયો હતો એ કેવળ રાજકીય કેદી નહોતો, પણ પોતાના સ્વમાનને માટે, હકને માટે, સિદ્ધાતને માટે જાનની કુરબાની કરવાનુ શીખેલો દેશના યુવકોની મશાલ રૂપ મરજીવો હતો

એ વખતે ભગતસિંહ પણ આ જ જેલમા હતો ભગતસિંહને જવાહર મળ્યા ત્યારે એ તેજસ્વી છતા શાત હતો એનો ચહેરો જવાહરને ખૂબ આકર્ષક લાગ્યો એની પ્રતિભા મોહક અને પ્રેરક લાગી એમાથી બુદ્ધિમત્તા નીતરતી હતી. એની દષ્ટિમા ને વાતચીતમા મક્કમતા, માનવતા અને સુજનતા ભરી હતી

જવાહર આ નવયુવાનોને જોઈ તાજુબ થયા હિન્દની શક્તિ, સામર્થ્ય, બુદ્ધિ, સાહસિકતા આમ વેડફાઈ જતા જોઈ એમને સખત આઘાત લાગ્યો ભગતસિંહના ઉપવાસને પણ મહિનો થયો હતો.

જવાહર જતીનદાસને મળ્યા એ તો એથી પણ મૃદુ અને એક નવોઢા કન્યા જેવો શરમાળ અને સુશીલ યુવક હતો તેઓ મળ્યા ત્યારે એને પુષ્કળ દર્દ થતુ હતું છતા એ ભડવીરે જવાહર જોડે સારી રીતે વાતો કરી એની હિંમત, એનુ ગૌરવ, અને એના નાજુક શરીરમાં રહેલો લોખડી આત્મા જોઈ જવાહર આશ્ચર્યચકિત થયા.

જતીનદાસ ૬૪ દિવસના ઉપવાસ કરી શહીદ થયો.

લાહોરમાં એની ભવ્ય સ્મશાનયાત્રા નીકળી. એની ભવ્ય શહાદતે હિંદના રાજકીય કેદીઓને હક અપાવ્યા.

જતીનદાસની શહીદીને ભવ્ય અંજલિ આપતાં જવાહરે જણાવ્યું: "જે દેશમા જતીનદાસ જેવા ત્યાગવીરો જન્મે છે તે દેશનું ભાવિ સદા ઉજ્જ્વળ છે. જતીનદાસ આપણને આઈરીશ શહીદ ટેરેન્સ મેકસ્વીનીની સ્મૃતિ જગાડે છે જતીનદાસની કુરબાનીએ ભારતની આઝાદીનો માર્ગ મોકળો કરી આપ્યો છે. જતીનદાસ એટલે કુરબાનીનુ, કરુણતાનુ તથા વીરતાનું અમર મહાકાવ્ય."

જતીનદાસ આજે પણ, ત્રણ ત્રણ દાયકાઓ વીત્યા છતાં, અમર છે

[૪૪]

# સાચા મિત્ર

જવાહર અને શ્રીપ્રકાશજી મસૂરીની એક જ હોટલમાં રહેતા હતા. રાત્રે દશ વાગ્યાનો સમય હશે. શ્રીપ્રકાશનું માથું ખૂબ દુઃખતું હતું. વેદના અસહ્ય હતી. શ્રીપ્રકાશનો નોકર એમનું માથું દબાવતો હતો. જવાહર ઓરડામાં આવ્યા ને એમણે આ 'શિરચંપી'ની ભવ્ય વિધિ સગી આંખે નિહાળી. પછી કંઈ બોલ્યાચાલ્યા વગર તેઓ એકદમ બહાર ગયા. સને ૧૯૨૯ની સાલનો આ પ્રસંગ છે

ટાઢ કહે મારું કામ! બહાર મોઢું કઢાય એવી કોઈની હિંમત નહોતી. છતાં જવાહર ત્રણ માઈલ ચાલતા ગયા અને 'વેરેમન' નામની માથાના દુખાવા માટેની ટીકડી લઈ આવ્યા, ને શ્રીપ્રકાશજીને આપી. આથી શ્રીપ્રકાશજી ખૂબ શરમિંદા બની ગયા, જવાહરનો અંતઃકરણપૂર્વક આભાર માનવા માંડ્યા.

જવાહર કહે: "આ તો કેવળ મૈત્રીધર્મ છે. એમાં મેં કશું જ અસાધારણ કર્યું નથી. પણ તમે જો આમ લાગણીવેડા કરી-આભારપ્રદર્શનનું નાટક કરશો તો હું અહીંથી અબઘડી ચાલ્યો જઈશ."

કેવી પારદર્શક, નિઃસ્વાર્થ મિત્રતા!

[૪૫]

## મફતનું કંઈ ન ખપે

૧૯૩૦માં અમદાવાદમાં કોંગ્રેસ કારોબારીની સભા મળી હતી. જવાહર એ સભામાં હાજરી આપી પાછા જતા હતા. તે વખતે તેઓ કોંગ્રેસના પ્રમુખ હતા.

અમદાવાદથી અજમેર જતાં રસ્તામાં આબુ રોડ સ્ટેશન આવ્યું, એટલે જવાહરે પ્લેટફોર્મ પર ઊતરી ફેરી-વાળા પાસેથી મીઠાઈ, પૂરી ને બટાટાનું શાક ખરીદ્યું

જવાહરે ફેરીવાળાને પૈસાનું પૂછ્યું. ફેરીવાળાએ જવા-હરને ઓળખી લીધા હતા. જવાહર પોતાની પાસેથી નાસ્તો ખરીદે એને એ પોતાનાં ધનભાગ્ય સમજતો હતો. એટલે એણે જવાહરને હાથ જોડીને કહ્યુ : "આપે મારી પાસેથી ખરીદ્યું, એ જ મારું ધનભાગ્ય છે!"

જવાહરે જવાબમાં કડક અવાજે કહ્યું: "એવી ખોટી વાત નહિ જોઈએ. પૈસા ન લેવા હોય તો લે આ પાછું! કોઈનું મફતનું કેમ લેવાય?"

આખરે, પેલાની સખત અનિચ્છા છતાં, જવાહરે તેને પૈસા આપ્યા. ને પછી મહાસભાના આ યુવાન પ્રમુખ, આબુરોડ સ્ટેશનના પ્લેટફોર્મ પર જ, શિષ્ટાચારની કશી પણ પરવા કર્યા વિના, ખાવા લાગી ગયા!

[ ૪૬ ]

## "ચાણક્ય"

જવાહર લાહોર કોંગ્રેસના પ્રથમ વાર પ્રમુખ થયા. ત્યાર બાદ તેઓ ૧૯૩૬ અને ૧૯૩૭ માં લખનૌ અને ફૈઝપુરમાં ભરાયેલ કોંગ્રેસના બે વર્ષ લાગલાગટ પ્રમુખ થયા હતા. આમ મહાસભાના પ્રમુખ તરીકે એમના પર જે જવાબદારી આવી પડી હતી તેનાથી તેઓ કંટાળી ગયા હતા. આથી ૧૯૩૮માં ભરાનારી કોંગ્રેસ માટે પ્રમુખપદની ઉમેદવારી ન કરવાનો એમણે નિશ્ચય કર્યો. આમ છતાં જવાહરને દહેશત હતી કે કોંગ્રેસવાદીઓ, એમની અનિચ્છા છતાં, કદાચ ત્રીજી વાર એમને પ્રમુખ તરીકે ચૂંટી કાઢે. એથી એમણે એક મજેદાર તરકીબ અજમાવી.

જવાહરે 'મોડર્ન રીવ્યુ'માં 'ચાણક્ય'એ તખલ્લુસથી 'જવાહર ફરી ન ચૂંટાવા જોઈએ,' એ વિષે એક સરસ લેખ લખ્યો. એ લેખમાં એમણે જણાવ્યું હતું કે :—

'જવાહર પોતાની લોકપ્રિયતાનો લાભ શી રીતે ઊઠાવવો એ સારી રીતે જાણે છે. બહારના પાવડર કે મેક-અપ વગર અભિનય શી રીતે કરવો, એ પણ એ સહું

ફાસીવાદી નથી એ તો સ્વભાવે અને માન્યતાએ મૂડીવાદી છે એનામા ફાસીવાદી રુક્ષતા જરૂર છે જવાહર જાહેરમા હોવા છતા, એ જાણે બધાથી અળગો હોય, અતડો હોય, એવી રીતે એનુ મન કામ કરતુ હોય છે એણે, પોતાના મૂડીવાદી અને અતડા સ્વભાવથી, પોતાની જીવનયાત્રામા જે માનવસબધો ગુમાવ્યા છે, તેનો એણે કદી પણ વિચાર કર્યો છે ખરો? એને એ સબધોની જરૂર પણ છે ખરી?

'જવાહર ફાસીવાદી ભલે ન બને, પણ એનામા સરમુખત્યારના એકેએક ગુણો છે લોકપ્રિયતા, અભિમાન, વ્યવસ્થાશક્તિ, સખ્તાઈ એ બધુ એનામા છે અને દેખીતી રીતે લોકપ્રેમી હોવા છતા, એ માણસગધો છે! ગમે તે ભોગે પોતાનુ ધાર્યું જ કરાવવાની એની વૃત્તિ સ્પષ્ટ ફાસીવાદી વૃત્તિ છે અને એ જ હિન્દને માટે અને જવાહરને પોતાને માટે મોટામા મોટો ભય છે

સારી રીતે જાણે છે. એ કુશળ નટ છે. એની કેળવેલી બેદરકારીથી એ જાહેર તખ્તા ઉપર લોકો સમક્ષ ખોટો અભિનય કરીને એમનાં મન હરણ કરી જાય છે. પરંતુ, એથી દેશનું શું ભલું થાય? એના આ અભિપ્રાય પાછળ કયો હેતુ, કયી ભાવના છુપાયાં છે?

'છેલ્લાં બે વર્ષથી એ મહાસભાના પ્રમુખપદે ચૂંટાયા કરે છે. કેટલાક એમ માને છે કે કારોબારી સમિતિમાં એ તો બીજા સભ્યોની કેવળ હાજીહા જ ભણે છે! બીજા એને દબાવે છે અને કાબૂમાં રાખે છે. છતાં એની પ્રતિષ્ઠા ઉત્તરોત્તર વધતી જાય છે. એ જનતામા વધુ ને વધુ લોકપ્રિય થતા જાય છે. એ મજૂર અને કિસાન પાસે જાય છે, જમીનદાર અને મૂડીદાર પાસે જાય છે, વેપારી અને ફેરિયા પાસે જાય છે, બ્રાહ્મણ અને હરિજન પાસે જાય છે, અને બધા ધર્મોના લોકો જોડે એ ભળે છે એ બધાને પોતાની તરફ ખેંચવાનો પોતાની મીઠી જબાનથી પ્રયત્ન કરતો જ હોય છે.'

'એ સત્તાનો શોખી બન્યો છે. જવાહર જેવો શક્તિ શાળી માનવીમાં લોકશાહી સલામત નથી. એ પોતાની જાતને લોકશાહીવાદી અને સમાજવાદી કહેવડાવે છે. અને એ સાચું છે કે એમ કહેવડાવવામાં એની સચ્ચાઈ છે. પરંતુ એનું માનસતંત્ર જ એવું છે કે, એ આપખુદ સરમુખત્યાર બની જાય. એ ભલે લોકશાહીની ભાષા વાપરે, પણ આપણને કયાં ખબર નથી કે ફાસીવાદનો જન્મ પણ લોકશાહી ભાષાપ્રયોગો વાપરીને જ થયો છે! જવાહર

ફાસીવાદી નથી. એ તો સ્વભાવે અને માન્યતાએ મૂડીવાદી છે. એનામાં ફાસીવાદી રુક્ષતા જરૂર છે. જવાહર જાહેરમાં હોવા છતાં, એ જાણે બધાથી અળગો હોય, અતડો હોય, એવી રીતે એનું મન કામ કરતું હોય છે. એણે, પોતાના મૂડીવાદી અને અતડા સ્વભાવથી, પોતાની જીવનયાત્રામાં જે માનવસંબંધો ગુમાવ્યા છે, તેનો એણે કદી પણ વિચાર કર્યો છે ખરો? એને એ સંબંધોની જરૂર પણ છે ખરી?

'જવાહર ફાસીવાદી ભલે ન બને, પણ એનામાં સરમુખત્યારના એકેએક ગુણો છે. લોકપ્રિયતા, અભિમાન, વ્યવસ્થાશક્તિ, સખ્તાઈ એ બધું એનામાં છે. અને દેખીતી રીતે લોકપ્રેમી હોવા છતાં, એ માણસગંધો છે! ગમે તે ભોગે પોતાનું ધાર્યું જ કરાવવાની એની વૃત્તિ સ્પષ્ટ ફાસીવાદી વૃત્તિ છે. અને એ જ હિન્દને માટે અને જવાહરને પોતાને માટે મોટામાં મોટો ભય છે.

'બે વર્ષથી જવાહર પ્રમુખ તરીકે ચૂંટાયા છે, અને એણે પોતાનું મહત્ત્વ એવું બતાવ્યું છે કે ઘણા એને ત્રીજી વખત પ્રમુખ તરીકે ચૂંટવાની વાતો કરે છે. પણ એ ત્રીજી વાર ચૂંટાય તેના જેવી હિન્દની બીજી કોઈ કુસેવા નથી. એથી મહાસભાને ભોગે એક માણસની જ પૂજા થયા કરશે. એથી જવાહરની બૂરાઈઓને આપણે ખોટું ઉત્તેજન આપીશું. એનું અભિમાન વધારીશું. એ એમ જ માનતો થઈ જશે કે ફક્ત હું જ હિન્દના પ્રશ્નોનો ઉકેલ લાવી શકું એમ છું! આપણે એ યાદ રાખવું જોઈએ કે એ બહારથી મહાસભાના મોટા હોદ્દા તરફ નિર્લેપવૃત્તિ દર્શાવતો હોય છે,

છતાં છેલ્લાં બત્તર વર્ષથી એણે મહાસભાના મહત્ત્વના હોદ્દા પોતાની પાસે રાખ્યા છે આપણે હવે બતાવી આપવું જોઈએ કે એ અનિવાર્ય નથી. અને તેથી એને ત્રીજી વાર પ્રમુખ તરીકે ચૂંટવાનું હિન્દને પરવડે એમ નથી.'

આ લેખ કોણે લખ્યો તેની 'મોડર્ન રીવ્યુ'ના તંત્રીનેય ખબર નહોતી. એ લેખથી દેશભરમાં તો મોટો ઉલ્કાપાત મચી ગયો. લોકો એના લેખક વિષે જાતજાતનાં અટકળો કરવા લાગ્યા જવાહરને પણ એમાં રમૂજ પડવા લાગી. લોકોના પ્રત્યાઘાતો એમને જાણવા મળ્યા. અને જવાહરે એક કુશળ અભિનેતાનો ભાગ ભજવ્યો

આ લેખ ઉપરથી જવાહર પોતાની વિરુદ્ધ કેટલી તટસ્થતાથી, કેટલી નિર્દયતાથી તથા કેટલી છટાથી લખી શકે છે, તેનો ખ્યાલ આપણને મળે છે જવાહર પોતાની જાતને ફક્ત અરીસામાં જ જોતા નથી, પરન્તુ પોતાની જાતની વિકૃતિ પણ સ્પષ્ટતાથી જોઈ શકે છે, અને પોતાની મર્યાદાએ આસાનીથી નિરૂપી શકે છે અને એમાં જ એમની માનવ તરીકેની, લેખક તરીકેની અને નેતા તરીકેની મહત્તા છે.

અને જ્યારે વિખ્યાત પત્રકાર શ્રી જોન ગંથરે આ વાત પ્રગટ કરી, ત્યારે જ લોકોને એ લેખના સાચા લેખક વિષે જાણ થઈ.

કોણ નહીં કહે કે પોતે પસંદ કરેલું 'ચાણક્ય ઉપનામ જવાહરે સાચા ચાણક્ય બનીને સાર્થક કરી બતાવ્યું છે?

[ ૪૭ ]

## હું કાંઈ ડરપોક નથી!

**૧૯૩૦ની** સાલના પ્રથમ સત્યાગ્રહ–આંદોલનમાં મુબઈમાં કોંગ્રેસે મોટું સ્વયંસેવકદલ ઊભું કરેલું એ સ્વયં-સેવકોને કોંગ્રેસ ખાવા–પીવાનું, પહેરવા–ઓઢવાનું આપતી.

૧૯૩૧માં ગાંધી–અરવીન કરાર અનુસાર તહકૂબી થઈ એટલે લડત માટે સ્વયંસેવકદલની જરૂર રહી નહિ એથી એ દલને વિખેરી નાખવાનો મુબઈ કોંગ્રેસ પ્રાંતીય સમિતિએ નિર્ણય કર્યો

આ નિર્ણયથી કોંગ્રેસના સ્વયંસેવકો, જેમને મફતનું ખાવા–પીવાનું ને પહેરવાનું મળતું હતું તે લોકો, બેકાર બન્યા એટલે એમણે તે વખતના મુબઈની કોંગ્રેસ પ્રાંતીય સમિતિના પ્રમુખ શ્રી નરીમાનને હેરાનપરેશાન કરવા માંડ્યા, એટલા હેરાન કર્યા કે નરીમાનને ભાગતા ફરવું પડે એમણે નરીમાનની મોટર પર પથ્થર ફેંકવા માંડ્યા, એમને મારવાની કોશિશો કરવા માંડી

આ કંગાળીને સમયે સદ્ભાગ્યે જવાહરને મુબઈ જવાનું થયું એમને આ વાતની ખબર પડી તેઓ તરત જ

[૪૮]

## દાંડીકૂચનું દિવ્ય દૃશ્ય

ઐતિહાસિક દાંડીકૂચ શરૂ થઈ. અમદાવાદમાં કૉંગ્રેસ કારોબારીની સભા મળી. એ વખતે ગાંધીજી તો કૂચ માટે ઊપડી ગયા હતા. એટલે કારોબારી સમિતિએ ભાવિ યુદ્ધનો કાર્યક્રમ નક્કી કર્યો. ગાંધીજીને રસ્તામાં જ ગિરફતાર કરવામાં આવે તો શાં શાં પગલાં લેવાં તે વિષે નિર્ણય લેવાયો.

ત્યારબાદ જવાહર અને મોતીલાલજી ગાંધીજીને મળવા જંબુસર ગયા. અમદાવાદથી જંબુસરનો માર્ગ ગાંધીજીએ એક સપ્તાહમાં કાપ્યો અને એમની પદયાત્રાએ આખા ગુજરાતમાં અભૂતપૂર્વ જાગૃતિ આણી. નાનાં–મોટાં, ગરીબ–તવંગર સૌ ગાંધીજીની આ ભવ્ય આગેવાનીથી તાજુબ થયા.

જવાહરે જંબુસર આગળ ગાંધીજીની ભવ્ય કૂચનું અપૂર્વ દૃશ્ય જોયું. એ ભવ્ય ડોસાની વેગીલી ચાલ, એની યુવાનને પણ શરમાવે એવી તમન્ના, સ્વરાજ્ય લીધા વિના અમદાવાદ આશ્રમમાં પાછા ન ફરવાનો હિમાલય સમો અડગ નિર્ણય તથા ગમે તેવા અવરોધો અને ગમે તેવી

સ્વયંસેવકોની વચમાં ગયા અને એમને પોતાની જોડે વાતચીત કરવા માટે પાંચ પ્રતિનિધિઓ મોકલવા કહ્યું અને વધારામાં જણાવ્યું કે એમની યોગ્ય માગણીઓને જરૂર સ્વીકાર થશે

પણ સાથે સાથે જવાહરે પોતાના લાક્ષણિક મિજાજથી એ બધાને એમ પણ સ્પષ્ટ સુણાવી દીધું કે "જો તમે ચાહતા હો કે તમારી મુશ્કેલીઓ દૂર કરવામાં હું તમને મદદ કરું, તો મે કહ્યો તે જ રસ્તો છે પણ જો તમારે આમ દાદાગીરીનો ને મારામારીનો રસ્તો લેવો હોય કે ગુંડાગીરી કરવી હોય, તો યાદ રાખજો કે હું કોઈ ડરપોક ગુજરાતી વાણિયો નથી! તમને બરાબર બધી રીતે પહોંચી વળુ એમ છું!"

જવાહરના શબ્દોની તાત્કાલિક અસર થઈ અને એ પ્રશ્નનું બધાને સંતોષકારક એવું સમાધાન થયું.

[૪૮]

## દાંડીકૂચનું દિવ્ય દૃશ્ય

**ઐતિહાસિક** દાંડીકૂચ શરૂ થઈ. અમદાવાદમાં કૉંગ્રેસ કારોબારીની સભા મળી. એ વખતે ગાંધીજી તો કૂચ માટે ઊપડી ગયા હતા. એટલે કારોબારી સમિતિએ ભાવિ યુદ્ધનો કાર્યક્રમ નક્કી કર્યો. ગાંધીજીને રસ્તામાં જ ગિરફતાર કરવામાં આવે તો શાં શાં પગલાં લેવાં તે વિષે નિર્ણય લેવાયો

ત્યારબાદ જવાહર અને મોતીલાલજી ગાંધીજીને મળવા જંબુસર ગયા. અમદાવાદથી જબુસરનો માર્ગ ગાંધીજીએ એક સપ્તાહમાં કાપ્યો અને એમની પદયાત્રાએ આખા ગુજરાતમાં અભૂતપૂર્વ જાગૃતિ આણી. નાના–મોટાં, ગરીબ–તવંગર સૌ ગાંધીજીની આ ભવ્ય આગેવાનીથી તાજુબ થયા.

જવાહરે જંબુસર આગળ ગાંધીજીની ભવ્ય કૂચનું અપૂર્વ દૃશ્ય જોયું. એ ભવ્ય ડોસાની વેગીલી ચાલ, એની યુવાનને પણ શરમાવે એવી તમન્ના, સ્વરાજ્ય લીધા વિના અમદાવાદ આશ્રમમાં પાછા ન ફરવાનો હિમાલય સમો અડગ નિર્ણય તથા ગમે તેવા અવરોધો અને ગમે તેવી

મુસીબતો આવે છતાં પોતાની પ્રતિજ્ઞાથી પાછા નહીં હઠવાની મક્કમતા જોઈ યુવાનીથી થનગનતા અને સદાય ઉત્સાહથી ઊભરાતા જવાહરને ભારે પ્રેરણા મળી.

બાપુ અને એમના ભડવીર સત્યાગ્રહીઓની વિરલ કૂચનું દૃશ્ય જોઈ જવાહર ગળગળા થઈ ગયા. ૬૦ વર્ષે બાપુ આ અપૂર્વ અહિંસક પ્રયોગ અજમાવે છે, એ જાણી જવાહરની બાપુ પ્રત્યેની વિભૂતિપૂજ્યતામાં ઓર વધારો થયો. બાપુને તેઓ હવે લોકોત્તર પુરુષ તરીકે વિચારવા લાગ્યા. બાપુની કુરબાની, વીરતા, ત્યાગભાવના માટે એમને પ્રથમથી જ માન હતું, પણ બાપુની શક્તિ, અદમ્ય ઉત્સાહ તથા અપરિચિત આશાવાદથી તેઓ તાજુબ બન્યા. અને બાપુના આશીર્વાદ લઈ ભારે હૈયે તેઓ અલ્લાહાબાદ પહોંચ્યા.

દાંડીમાં ગાંધીજીએ મીઠું ઉપાડયું ને દેશભરમાં નમક સત્યાગ્રહ શરૂ થયો. જવાહરને પ્રથમ શંકા હતી કે મીઠાના પ્રશ્ન પર સત્યાગ્રહ કેમ ચાલશે ? પણ દેશભરમાં ઠેર ઠેર મીઠાના અગર પર દરોડા, ગેરકાયદેસર મીઠું પકવવાની લોકોની તત્પરતા અને એ માટેનો અજબ ઉત્સાહ, એ સર્વેએ જવાહરની ભ્રાંતિ દૂર કરી; અને ગાંધીજીના હાથમાં લોકોની નાડ બરાબર હતી, તેની પ્રતીતિ થતાં પોતાની શંકા માટે એમને શરમ આવી.

અલ્લાહાબાદમાં ઠેર ઠેર ગેરકાયદેસર મીઠું પકવાયું ને મોટી કિંમતે વેચાયું. ને ગેરકાયદેસર મીઠું પકવવા બદલ જવાહરને પણ સજા થઈ.

[ ૪૯ ]

## મહાન કોણ ?

**જવાહરને** કુદરતનું દર્શન ખૂબ પ્રિય છે. ચન્દ્ર, તારાઓ વગેરેનો સહવાસ એમને ઘણો જ ગમે છે.

એક વાર જવાહર અલ્લાહાબાદમાં હતા. ત્યાં એમને એક અમેરિકન યુવતી સાથે ઓળખાણ થઈ. એ યુવતીને જવાહર સાથે વાતો કરવી હતી, એટલે એણે જવાહરને તે દિવસે સાંજે મળવા માટે સમય આપવા વિનંતી કરી. જવાહર સંમત થયા.

જવાહરે સાંજે મળતાવેંત જ પેલી બહેનને પૂછ્યું : “ કોઈ પણ વ્યક્તિ મહાન છે કે નહિ તેને માપવા માટે તમારી પાસે શું ધોરણ છે ? ”

પેલાં બહેન શરૂઆતમાં તો આવા પ્રશ્નથી મૂંઝાઈ ગયાં, પણ પછી એમણે જવાબ આપ્યો : “ જે જનતાને દોરે અને જનતાની ચાહના મેળવી શકે તે મહાન.”

જવાહરે તરત જ પૂછ્યું : “ તમને એમ નથી લાગતું કે, પોતે દોરાય છે એવું જનતાને ભાન થવા દીધા વગર જનતાને દોરવી એ વધુ સારું છે ? ”

"પણ તમારી મહત્તાથી તો આખી દુનિયા પરિચિત છે," પેલી બહેને પ્રશંસાનાં પુષ્પો વેર્યાં.

જવાહરે હસતાં હસતાં જવાબ આપ્યો: "પણ એ મહત્તા તો બિહામણી છે"

એવામાં આકાશમાં બીજની ચન્દ્રકલા ઊગી, એટલે આ વાતમાંથી જવાહરનુ ધ્યાન ચન્દ્રોદય તરફ ગયું, અને એમણે પેલાં બહેનને કહ્યું: "જુઓ, જુઓ, પેલો પ્રથમ ચન્દ્ર કેવો સુંદર લાગે છે!"

અમેરિકન બહેને પૂછ્યું: "તમને નથી લાગતું કે બીજના ચંદ્ર કરતાં પૂર્ણિમાનો ચન્દ્ર વિશેષ સુંદર હોય છે?"

"ના રે, જરાય નહિ. બીજના ચન્દ્ર સન્મુખ તો ઊજળું ભવિષ્ય ખડું છે, જ્યારે પૂનમના ચદ્ર માટે તો ભવિષ્ય એટલે ધીમે ધીમે ક્ષય. એટલે તો બીજનો ચન્દ્ર ઉજ્જવળ ભાવિનું પ્રતીક છે, અને પૂનમનો ચદ્ર ઊજળા ભૂતકાળનું. મને તો ભૂત કરતાં ભવિષ્યની ઉજ્જવળતાનું પ્રતીક ગમે" જવાહરે જાણે પોતાના મનની વાત કહી.

પેલી અમેરિકન યુવતી મુગ્ધ તથા કુતૂહલભર્યાં નયને ભારતના આ સ્વપ્નદર્શી નરને જોઈ રહી.

[ ૫૭ ]

## મોતીલાલજીની ચિરવિદાય

જવાહર જેલમાંથી છૂટયા અને સીધા પોતાના વયોવૃદ્ધ પિતાને મળવા મસૂરી ગયા. પિતા પુત્રને જોઈને રાજી રાજી થઈ ગયા. ૧૯૩૧ની સાલની આ વાત છે.

જવાહર મસૂરીમાં ફક્ત ત્રણ જ દિવસ રહ્યા. પણ એ ત્રણ દિવસ રાજકારણથી અલિપ્ત રહી, એક કુટુંબવત્સલ સ્વજનની જેમ એમણે ગાળ્યા. તેઓ એમની પુત્રી તથા ભાણેજો જોડે નાચ્યા, કૂદ્યા, રમ્યા. પિતાની જોડે પણ એમણે ખૂબ ખૂબ વાતો કરી.

પિતાથી પુત્રનો વિયોગ સહ્યો જાય એમ નહોતું, એટલે પુત્રની પાછળ પ્રેમાળ પિતાએ મસૂરી છોડયું. પણ અલ્લાહાબાદ પહોંચે તે પહેલાં જ જવાહરને ગિરફતાર કરી જેલમાં લઈ જવામાં આવ્યા.

આ સમાચારથી મોતીલાલજીને ઘણો આઘાત થયો. તેઓ ખૂબ ઉશ્કેરાઈ ગયા; આવેશમાં આવી એમણે કહ્યું: 'જવાહરનું અધૂરું રહેલું કાર્ય હું ઉપાડી લઈશ, માંદગી હોય તેથી શું?"

આ વીર પિતાના શબ્દો એમની લાગણીવિવશતા તથા પુત્રવાત્સલ્યનાં પ્રતીકરૂપે હતાં.

અલ્લાહાબાદ પહોંચીને તરત જ મોતીલાલજી જવાહરને મળવા જેલમાં ગયા, ત્યારે એમના શરીર પર સોજા આવી ગયા હતા. મોઢા પરના સોજાથી એ ઓળખાય એવા રહ્યા નહોતા, છતા તેઓ પ્રફુલ્લ હતા.

જવાહરને પિતાની આ પ્રકારની ચિંતાજનક સ્થિતિથી ખૂબ આઘાત લાગ્યો. પિતાની માંદગી, અને તે પણ આ જાતની, એ એમના મગજમાં કેમે કર્યું ઠસતું નહોતું.

જવાહરને સ્પષ્ટ રીતે જણાયું કે એમના પિતાની જિંદગી જોખમમાં છે, અને એમની અંતિમ ઘડી ઘણી નજદીક આવી પહોંચી છે. આથી તેઓ ખૂબ બેચેન બની ગયા.

જવાહરને થતું કે પોતે પોતાના વહાલસોયા વયોવૃદ્ધ પિતાની પાસે રહી એમની એવી સરસ સેવા કરે કે જેથી એ સાજા થઈ જાય. આ ચિંતાની અસર જવાહરના સ્વાસ્થ્ય પર પણ ખૂબ થઈ.

મોતીલાલજીની હાલત ગંભીર થતાં જવાહરને એકદમ છોડી મૂકવામાં આવ્યા. જવાહર છૂટીને ઘેર આવ્યા. જોયુ તો પિતાની સ્થિતિ સાચેસાચ અત્યંત ગંભીર હતી. એમના મોઢા પર સોજા હતા. તેઓ મહામુશ્કેલીથી બોલી શકતા. એમની વિચારશક્તિ પણ કુંઠિત થઈ ગઈ હતી.

પુત્રને જોઈ પિતા ખૂબ રાજી થયા. પોતાની જિંદગીની છેલ્લી પળોમાં, પોતાનો એકનો એક દીકરો પોતાની

પડખે રહેશે, એ વિચારથી કયા પિતાને સંતોષ ન થાય?

ગાંધીજી પણ છૂટયા હતા અને તેઓ પણ પોતાના પ્રિયમાં પ્રિય સાથીને મળવા પહેલી તકે અલ્લાહાબાદ ગયા.

ગાંધીજી આવ્યા. બન્ને મિત્રોની દૃષ્ટોદૃષ્ટ મળી અને મોતીલાલજીની આંખમાંથી હર્ષાશ્રુની ધારા વહેવા લાગી. ગાંધીજીના પ્રેમાળ શબ્દોની મોતીલાલજી પર જાદુઈ અસર થઈ અને સૌએ સ્વસ્થતા અનુભવી.

મોતીલાલજીના હૃદયમાં મંથન ચાલતું હતું: જવાહરનું કે પોતાના કુટુંબનાં ભાવિ વિષેનું નહિ, પણ દેશના ભાવિ વિષેનું. એમના મનમાં દેશના જ વિચારો ઊભરાતા હતા એમણે આ જગતની માયા જાણે માનસિક રીતે મ કેલીને બાપુને કહ્યું: "મહાત્માજી, હું તો હવે ચાલ્યો! સ્વરાજ્ય જોવાનું મારા કિસ્મતમાં નથી! પરંતુ, હું જાણુ છું કે, તમે તે જીતી ચૂકયા છો. હવે થોડા જ સમયમાં તે તમારા હાથમાં આવશે"

મોતીલાલજીની તબિયત ચિંતાજનક જણાતાં ગાંધીજી એમની ઈચ્છાને આધીન રહી અલ્લાહાબાદમાં જ રોકાયા; અને બીજા દાક્તરો પણ રોકાયા. બીજે દિવસે તબીબી સલાહ અનુસાર બારીક દાક્તરી તપાસ માટે મોતીલાલજીને મોટરમાં લખનૌ લઈ જવામાં આવ્યા.

ગાંધીજી અને બીજા બીજી મોટરમાં પાછળ આવ્યા. એમને શ્રમ ન પહોંચે એ માટે મોટર ધીમી ગતિએ ચલાવાતી હતી. છતાં મોતીલાલજીની શરીરની નબળાઈ એટલી

બધી હતી કે ત્યાં પહોંચીને એમણે આખી રાત અનિદ્રામાં પસાર કરી. એમને ખૂબ દર્દ થતુ હતું.

જવાહર પિતાની પથારી આગળ જ બેઠા હતા. ત્યાં એમણે જોયું કે એમનો ચહેરો શાંત થઈ ગયો છે. મોઢા પર કશુંય મંથન નથી. એમને થયુંઃ 'હાશ ! સારું થયું ! પિતાજી નિરાંતે ઊંઘ્યા !'

પણ જવાહરનાં માતુશ્રી સ્વરૂપરાણી પાસે બેઠા હતાં તેમણે આ દૃશ્ય જોતાં જોરમા ચીસ પાડી; મોતીલાલજીની એ નિન્દ્રા શાશ્વત નિન્દ્રા હતી.

તે જ દિવસે મોટરમાં મોતીલાલજીના મૃત દેહને અલ્લાહાબાદ લાવવામાં આવ્યો. જવાહરના મનમાં સૂનકાર વ્યાપી ગયો હતો. ધરતી જાણે ચક્કર ચક્કર ફરતી હોય એમ લાગતું હતું. જાણે શરીર અને મન જડ બની ગયાં હતાં.

રસ્તામાં લોકોનાં ટોળેટોળાં મોતીલાલજીનાં અંતિમ દર્શન કરવા ઊમટતાં હતાં. પણ જવાહરનું મન આજે એ જોવા તરફ ન હતું. તેઓ તો રાષ્ટ્રધ્વજમાં વીંટળાયેલા પિતાના મૃત દેહને જ જોઈ રહ્યા હતા. બધા અલ્લાહાબાદ પહોંચ્યા. ત્યાં જે અંતિમ વિધિ કરવાનો હતો તે જવાહરે યંત્રવત્ કર્યો ને મૃત દેહની સાથે ગંગાકિનારે ચાલ્યા.

રાષ્ટ્રના એ લાડીલા નેતાના અવસાનથી આખું ભારત તે દિવસે રડતું હતું. જવાહર એકલાનો એ શોક નહોતો, કેવળ નેહરુ કુટુંબનો પણ એ શોક નહોતો, સારીય જનતાનો એ શોક હતો, દુખિયારી ભારતમાતાનો એ શોક હતો.

ત્યાં ભાગીરથીના પુણ્યોદક તટે મોતીલાલજીની અંતિમ ક્રિયા થઈ. સુખડની ભવ્ય ચિતા પર મોતીલાલજીના પવિત્ર દેહને મૂકવામાં આવ્યો અને જવાહરે એ ચિતાને આગ લગાડી. પંચભૂતોનું શરીર પંચભૂતોમાં વિલીન થઈ ગયું. જોતજોતામાં મોતીલાલજીનું શરીર હતું ન હતું થઈ ગયું. અમર રહી માત્ર એમની ભવ્ય કુરબાની અને ઉત્કટ સ્વદેશાભિમાનની જ્વલંત ભાવના

ગાંધીજીએ પતિતપાવની જાહ્નવીના પવિત્ર તટે ભારતના આ વીરપુત્રને ભવ્ય અંજલિ અર્પી.

આમ પોતાના પિતાને ત્રિવેણીતીર્થે અગ્નિદાહ કરી જવાહર પાછા ફર્યા. એમનું મન કેમે કર્યું માને જ નહિ કે પિતાજી મૃત્યુ પામ્યા છે! ગાંધીજી પણ થોડા દિવસ નેહરુ કુટુંબને આશ્વાસન આપવા અલ્લાહાબાદમાં જ રહ્યા.

મોતીલાલજીનું વડીલ તરીકેનું સ્થાન નેહરુ કુટુંબમાં ગાંધીજીએ લીધું એમ કહીએ તો ચાલે.

જવાહરે આમ પિતૃઋણ પોતાની શક્તિ તથા શ્રદ્ધા પ્રમાણે અદા કર્યું અને એક લાયક પિતાના પોતે લાયક પુત્ર છે તે પુરવાર કર્યું.

[ ૫૬ ]

## ભલે ને હોય મેજિસ્ટ્રેટ !

**૧૯૩૨ની** સાલમાં ગાંધીજી ગોળમેજી પરિષદમાં વિલાયત ગયા હતા. સંયુક્ત પ્રાંતમાં પરિસ્થિતિ અત્યંત તંગ હતી. જવાહરલાલ મુંબઈ ગયા હતા. ત્યાંથી પાછા ફરતાં એમના પર મેજિસ્ટ્રેટની પરવાનગી વિના અલ્લાહાબાદ ન છોડવાનો હુકમ બજ્યો હતો. એ હુકમથી જવાહરના રોષનો પાર ન રહ્યો. જવાહરે મેજિસ્ટ્રેટના એ હુકમનો જવાબ ખૂબ કડક ભાષામાં આપ્યો.

જવાહરે મેજસ્ટ્રેટને સ્પષ્ટ લખ્યું કે 'હું આજે રાતે જ મહાત્માજીનું સ્વાગત કરવાને મુંબઈ જનાર છું. અને મને તમારા મનાઈહુકમની કોઈ પરવા નથી.'

મેજિસ્ટ્રેટે જવાહરને જે મનાઈહુકમ આપ્યો હતો એમાં નામ બરાબર લખ્યું નહોતું, તેથી એ બેદરકારી માટે જવાહરે મેજિસ્ટ્રેટને સખત ઠપકો આપ્યો. એમાં જવાહર અને લાલ, એ બન્ને શબ્દો જુદા લખ્યા હતા, તે તરફ મેજિસ્ટ્રેટનું ધ્યાન ખેંચી, જેને તેઓ હુકમ મોકલે તેનું શુદ્ધ નામ એને ખબર હોવું જોઈએ, એમ કહ્યું. પછી પોતાનું નામ સાચી રીતે

કેમ લખાય તે પણ એમણે એ પત્રમાં જણાવ્યું. ને ફરી ભવિષ્યમાં એવી ભૂલ ન કરવા મેજિસ્ટ્રેટને ચેતવણી આપી. આમ જવાહરને દબડાવવા જતાં ઊલટું સામેથી મેજિસ્ટ્રેટને જવાહરે દબડાવ્યો !

જવાહરે કાર્યકારિણી સમિતિ સમક્ષ એ પત્ર વાંચી સંભળાવ્યો. એટલે એમના સાથીઓએ કહ્યું: 'આ પત્ર પહોંચતાં જ, મેજિસ્ટ્રેટ તમને ગિરફતાર કરશે અને તમને મુંબઈ પહોંચવા નહિ દે !'

પણ જવાહર મુંબઈ પહોંચવાના પોતાના નિશ્ચયમાં મક્કમ હતા. એમણે કહ્યું: 'હું જરૂર મુંબઈ પહોંચી શકીશ, તમે બધા જોજો.'

મેજિસ્ટ્રેટને આ પત્ર પહોંચતાવેંત જ એણે જવાહરને ગાડીમાં બેસતાં જ ગિરફતાર કર્યા ને જવાહરે કરેલા પોતાના અપમાનનું વેર લીધું.

થશે, ન એમને સંતોષ થશે, ન મને. એ લોકો મને નહિ જોઈ શકે, હું એમને નહિ જોઈ શકું. ને તાપ મને લાગે, તો જે લોકો કલાકોથી તાપમાં ઊભેલા છે એમનું શું? એમને તાપ નહિ લાગતો હોય?' એમ કહીને એક ઝટકેથી ફૂલની માળાઓને તોડી જવાહરે મોટરનું બાગળું ઉઘાડી નાખ્યું ને એક કૂદકો મારીને તેઓ ભીડની વચ્ચે જઈને ઊભા, ત્યારે જ એમને સંતોષ થયો.

જવાહરને લોકોએ જયનાદથી વધાવી લીધા અને ઘડી પહેલાંનું જવાહરનું ક્રોધભર્યું વદન જનતાના હર્ષોલ્લાસથી પ્રફુલ્લિત બની ગયુ.

[૫૩]

## સાથીના સાચા સાથી

જવાહર આનંદભુવનમાં હતા ત્યારે એમણે એમના ખાનગી મંત્રી શ્રી ઉપાધ્યાયને બોલાવ્યા. ઉપાધ્યાય તે વખતે જમતા હતા. ભાણું છોડીને ઝડપથી તેઓ જવાહર પાસે આવી પહોંચ્યા. શ્વાસને લીધે એ હાંફતા હતા.

જવાહરે એમને જોઈને પૂછ્યું: 'કેમ આટલા બધા હાંફો છો? દોડીને આવ્યા લાગો છો? શું છે?'

'ના, ના. એ તો હું જમતો હતો ત્યાં ખબર પડી કે તમને મારી જરૂર પડી છે એટલે જરા ઝડપથી આવ્યો.'

'તે તમે ભાણા પરથી ઊઠીને આવ્યા?'

'હાજી! પણ મને ઉતાવળ નથી.'

'તમને ભલે ન હોય, પણ મને તો છે ને? જાઓ, જમી કરીને નિરાંતે આવો. મને પણ ઉતાવળ નથી.'

'પણ સાહેબ!'

'ના, એ પણ–બણ કાંઈ નહીં. ભવિષ્યમાં કોઈ વાર ભાણા પરથી ઊઠીને આવશો નહિ—ગમે તેટલા અગત્યના કામે બોલાવ્યા હોય તોપણ ...જાઓ!'

જવાહરે એમને પાછા મોકલ્યા ત્યારે જ તેઓ જંપ્યા. આવા છે જવાહર પોતાના સાથીના સાચા સાથી!

[ ૫૪ ]

## કળાના પ્રેમી

જવાહર ઉત્તર પ્રદેશનો પ્રવાસ કરતા હતા. કામ ખૂબ જ રહેતું હતું. બે રાતથી એ બિલકુલ ઊંઘ્યા પણ નહોતા. ત્રીજે દિવસે ભરચક કાર્યક્રમ હતો. એમણે આઠ તો ભાષણો કર્યાં હતાં. જમવાનો પણ સમય નહોતો મળ્યો!

રાત્રે દશ વાગ્યે તેઓ પોતાના કાર્યક્રમથી પરવાર્યા. જમ્યા પછી એમના યજમાન મિત્રે એમને કહ્યું: 'આપ હવે આરામ લો. બે રાતથી જરાય ઊંઘ્યા નથી, ને આરામ પણ લીધો નથી. કાલે સવારથી તો પાછો કાર્યક્રમ ચાલુ છે.'

'તમે શું કરવાના?' જવાહરે સહજ રીતે પૂછ્યું.

'અહીં પાસે, એક મિત્રને ત્યાં એક બહુ જ સરસ સિતારનો બજવૈયો ઉસ્તાદ આવ્યો છે. એને ત્યાં જવું પડશે.'

'તો હું પણ તમારી સાથે આવીશ. ઘણા દિવસથી મેં સિતાર સાંભળી નથી.'

'પણ આપને ઊંઘ અને આરામની જરૂર છે ને?'

'ના, ઊંઘથી, આરામથી થાક નહિ ઊતરે. સિતારથી જ ઊતરશે.' એમ કહી જવાહર સિતાર સાંભળવા ગયા. સિતાર સાંભળતાં સાંભળતાં જ મળસકું થયું!

આવો છે, જવાહરનો કળાપ્રેમ!

[૫૫]

## ચોકસાઈ વગર કેમ ચાલે?

જવાહર પોતાના સ્વજનોને એમની લગ્ન જેવી બાબતમાં પૂરતી છૂટ આપે છે, અને એમાં વચ્ચે દરમ્યાનગીરી કરતા નથી આમ છતા તેઓ, વડીલ તરીકેની પોતાની ફરજ પૂરેપૂરી બજાવવા માટે, જરૂરી તકેદારી રાખે છે, પૂરતી ચોકસાઈ તેમજ ઝીણવટભરી પરીક્ષા પણ કરે છે

૧૯૩૩મા જવાહર જેલમાથી છૂટયા ત્યારે એમને શ્રીમતી વિજયાલક્ષ્મીએ જણાવ્યું કે, એમની બહેન કૃષ્ણા કોઈ 'રાજા' નામના પુરુષ જોડે પરણવા માગે છે

જવાહરે કૃષ્ણાને બોલાવીને પૂછ્યું: 'તારો વિચાર 'રાજા' જોડે લગ્ન કરવાનો છે તે મેં જાણ્યું. પણ એ રાજા વિષે મને માહિતી આપ'

કૃષ્ણા જરા મૂઝવણમાં પડી, એટલે જવાહરે પૂછ્યું: 'એ રાજા શુ કરે છે?'

કૃષ્ણા કહે: 'એ બેરીસ્ટર છે અને એમણે હમણાં જ મુંબઈ હાઈકોર્ટમા પ્રેકટીશ શરૂ કરી છે.'

'એ રાજાનાં સગાંવહાલાને તું ઓળખે છે?'

'ના'

'એમના કુટુંબ વિષે તું કશું જ જાણતી નથી?'

'ના.'

'રાજાને કેટલા ભાઈઓ અને કેટલી બહેનો છે?'

કૃષ્ણાએ જવાબ ન આપ્યો. એ મૂંઝાવા લાગી. જવાહરનો ક્રોધ વધવા માંડ્યો. એ રાતાપીળા થઈ ગયા. કૃષ્ણાને થયું કે એણે રાજા જોડે પરણવાનું નક્કી કર્યું તે પહેલાં આ બધું જાણવું જોઈતું હતું.

'ઑક્સફર્ડમાં રાજા કઈ કૉલેજમાં ભણેલા?' જવાહરનો પ્રશ્ન આવ્યો.

'મને ખબર નથી.'

'એ ઇંગ્લેંડમાં કેટલાં વર્ષ રહ્યા?'

'ખબર નથી.'

'જ્યારે એનું નામ ગુણોત્તમ છે, તો પછી બધા એને 'રાજા' શા માટે કહે છે?' જવાહરે સીધો પ્રશ્ન કર્યો.

કૃષ્ણાએ નકારમાં માથું ધુણાવ્યું.

'ત્યારે તારા ભવિષ્યના પતિ વિષે તને કશી જ ખબર નથી? આ નહિ ચાલે, સમજી? જેની જોડે પરણવા તૈયાર થઈ છે, તેને વિષે આ બધી ખબર તો હોવી જ જોઈએ ને? અને તને તો કશી જ ખબર નથી!' એમ કહીને ગુસ્સામાં ને ગુસ્સામાં જવાહર તે વખતે તો ચાલી ગયા. પણ પાછળથી એમણે બધી તપાસ કરાવી. ગાંધીજીને પૂછ્યું. અને જવાહરને માણસ યોગ્ય છે, એવી ખાતરી થઈ તે પછી જ એમણે લગ્ન માટે સંમતિ આપી.

આ દર્શાવે છે કે જવાહર કેટલા કુટુંબવત્સલ, ચોક્કસ, ખબરદાર ને દૃઢ મનના છે!

[ ૫૬ ]

## લાગણીઓના સંયમી

જવાહર અલમોડા જેલમાં હતા. એમનાં પત્ની કમળા મરણપથારીએ હતાં, એમ કહીએ તો ચાલે. જવાહર ચિંતાગ્રસ્ત રહેલા હતા. એવામાં એક દિવસ જવાહરના એક અંગ્રેજ મિત્ર અને એમનાં પત્ની, જેલરની જોડે, જેલ જોવાને બહાને, જવાહરને મળવા આવ્યાં.

એમને જોઈ ને જવાહરને આશ્ચર્ય થયું. પરન્તુ જેલના અધિકારી સાથે હતા એટલે જવાહરે એમની જોડે વાત કરતા જરા સંકોચ અનુભવ્યો. એવામાં કમળાની તબિયતના સમાચાર, જેલના એક અધિકારી પાસેથી બીજા અધિકારી પાસે, એમ પસાર થતા થતા, એક અમલદાર મારફત જવાહરને મળ્યા.

આ સમાચારથી જવાહરના મનમાં ક્રોધની અને દુઃખની લાગણીઓ એકીસાથે જાગી ઊઠી. એમને કમળાની તબિયતના સમાચાર જાણવાની ઇંતેજારી ઘણી હતી, પરન્તુ અમલદારના દેખતાં એમને પોતાની લાગણીવશતા જણાવા દેવી નહોતી. તેથી તેઓ તો કાગળ લઈ સીધા ગયા પોતાની ખોલીમાં અને ત્યાં જઈને એમણે એ કાગળ વાંચ્યો.

આમ જવાહર લાગણીવિવશ હોવા છતાં ક્યારે સંયમમાં રાખવી તે પણ સારી રીતે ૨.

[ ૫૭ ]

## સદા જાગ્રત

કમળા નહેરુની બિમારી ખૂબ વધવાથી જવાહરને જેલમાથી મુક્ત કરવામા આવ્યા. તેઓ છૂટીને તરત અલમોડામા રહેતા પોતાના અંગ્રેજ મિત્રને ત્યા ગયા.

જવાહરે ત્યા ખાણુ લીધુ. જવાહરના મનની સ્થિતિ બહુ વિષમ હતી યુરોપમા પત્ની મરણપથારીએ હતી, હજારો માઈલનુ અતર હતુ. એમણે પેલા આગ્લદપતી સમક્ષ પોતાની વાત કર્યા જ કરી. એ વખતે જવાહરને પણ ઠીક ઠીક તાવ હતો. અને મન પણ ખૂબ જ અસ્વસ્થ હતું. જવાહર કહે: 'આ જેલ મુક્તિ પણ અજબ છે— શારીરિક દૃષ્ટિએ નહિ પણ માનસશાસ્ત્રની દૃષ્ટિએ.'

જવાહરને એમના યજમાનોએ ખૂબ આગ્રહ કર્યો ત્યારે રાત્રે બાર વાગે એ માંડ સૂવા ગયા. સૂવા જતાં પહેલા જવાહરલાલે એમને કહ્યુ. 'મને બરાબર ત્રણ વાગે ઉઠાડજો '

'વારુ,' યજમાનોએ કહ્યું.

ત્રણ વાગે જ્યારે યજમાનના પત્ની એમને ઉઠાડવા ગયા, ત્યારે જવાહર દાતણ વગેરે પતાવી તૈયાર થઈ ઓરડાની બહાર જ નીકળતા હતા! એમના ચહેરા પરથી લાગતું હતુ કે તેઓ રાત્રે બિલકુલ સૂતા જ ન હતા.

[ ૫૮ ]

# પારસમણિ

૧૯૩૫ની સાલમાં, પોતાની એકની એક પુત્રી પ્રિયદર્શિની ઇન્દિરા જોડે, જવાહર યુરોપની યાત્રાએ ગયા.

એ વખતે ફ્રાન્સના પાટનગર પેરિસમાં શ્રી ચંદુલાલ નામના એક ગુજરાતી વેપારી વર્ષોથી ઝવેરાતનો ધંધો કરતા હતા અને ત્યાં જ પોતાના કુટુંબ સાથે સ્થાયી થઈને રહેતા હતા.

શ્રી ચંદુલાલ અને જવાહરનો પ્રત્યક્ષ પરિચય ઓછો, છતાં તેઓ જવાહરલાલને હિન્દના લાડીલા નેતા તરીકે વર્ષોથી ઓળખતા હતા. જવાહરની કુરબાની, નિર્મળ ચારિત્ર્ય, પારદર્શી વ્યક્તિત્વ તથા જ્વલંત દેશાભિમાન માટે એમને અનહદ માન હતું.

ચંદુલાલ આમ જવાહરના ખાસ પ્રશંસક તથા મિત્ર બન્યા હતા, અને પોતાનો મિત્ર, પોતાની એકની એક પુત્રી જોડે, ફ્રાન્સના પાટનગર પેરીસમાં આવે તો તેમને પોતાને ત્યાં નિમંત્રવાની સુવર્ણ તક આ વ્યવહારકુશળ, ગુણજ્ઞ અને અતિથિવત્સલ મિત્ર કાંઈ ખાલી જવા દે?

ચંદુલાલે જવાહર અને એમની બુદ્ધિશાળી પુત્રીને પોતાને ત્યાં ભોજન માટે નિમંત્ર્યાં. જવાહરે પણ પોતાની જૂની મૈત્રી ધ્યાનમાં લઈ આ હાર્દિક આમંત્રણ સ્વીકાર્યું.

જવાહર અને ઇન્દિરા ચંદુલાલને ત્યાં ભોજન લેવા માટે ગયાં.

કમળા નેહરુની માંદગીથી જવાહર ચિંતાતુર લાગતા હતા, પણ પ્રિયદર્શિની ઇન્દિરા તો જાણે 'ઇજિપ્તની રાજકુમારી' હોય એવી મોહક અને આકર્ષક લાગતી હતી.

ભોજનવિધિ શરૂ થાય તે પહેલાં જવાહરલાલે ચંદુલાલનાં છોકરાંઓને પોતાના હસ્તાક્ષર આપીને સંતોષ્યાં. પેરિસમાં રહેતું આ ગુજરાતી કુટુંબ જવાહરની રીતભાતથી, શિષ્ટાચારથી, વ્યક્તિત્વથી તથા આકર્ષક વાતચીતથી પ્રથમ દર્શને જ મુગ્ધ બન્યું. તેઓએ જવાહરના વિરાટ વ્યક્તિત્વમાં પૂર્વ અને પશ્ચિમનો અજબ સમન્વય નિહાળ્યો.

જવાહર હિન્દના પ્રથમ પંક્તિના રાષ્ટ્રીય નેતા હોવા છતાં એમની આંતરરાષ્ટ્રીયતા, વિશ્વબંધુતા જોઈને તેઓ આશ્ચર્યમુગ્ધ થઈ ગયા. અને ભાવિ હિન્દના તેઓ ઘડવૈયા છે, તેની એમને સંપૂર્ણ ખાતરી થઈ. અને ગાંધીજી જેવી હિન્દની વિશ્વવંદ્ય વિભૂતિને જવાહર પ્રત્યે આટલી મમતા અને અપાર શ્રદ્ધા શા માટે હતી તે એમને પ્રથમ વાર સમજાયું.

જવાહરે જમતાં જમતાં એ કુટુંબને હિન્દનું ભૂતકાલીન ગૌરવ, હિન્દની સૃજનજૂની સંસ્કૃતિ, તથા ગાંધીજીના વિરલ નેતૃત્વ હેઠળ હિન્દે આઝાદીને માર્ગે અહિંસક

રીતે કરેલી સફળ આગેકૂચ વિષે ઘણી માહિતી આપીને જાણે સ્વદેશભક્તિની દીક્ષા આપી પરિણામે એ કુટુંબ પર જવાહરની વાતની એટલી ઊંડી અસર થઈ કે હિન્દ આઝાદ થતાં એ ગુજરાતી કુટુંબ, વર્ષોનો પેરિસ જોડેનો સંબંધ છોડીને, આઝાદ હિન્દના નાગરિક તરીકે મુક્ત હવામા જીવન ગાળવા હિન્દ આવીને વસ્યું.

જવાહર ખરેખર પારસમણિ સમાન છે તેઓ જેને જેને સ્પર્શે છે, જેના જેના સમાગમમા આવે છે, તેનો અનિવર્યપણે હૃદયપલટો કરે છે જવાહરના વ્યક્તિત્વમાં એવુ કામણ છે કે તેઓ પ્રત્યેકને પોતા તરફ આકર્ષે છે, એટલુ જ નહિ પણ તેમના આચરણમાં તથા જીવનદષ્ટિમાં ક્રાન્તિકારી ફેરફારો પણ કરાવી શકે છે.

[ ૫૯ ]

## નવી શક્તિનાં દર્શન

કોંગ્રેસનો ચૂંટણીનો ખરડો તૈયાર કરવાનો હતો. મુંબઈમાં અખિલ ભારત કોંગ્રેસ મહાસમિતિની બેઠક મળી હતી ચૂંટણી અંગેનું જાહેરનામું તૈયાર કરવા કોંગ્રેસે એક સમિતિ નીમી હતી. એ સમિતિએ જાહેરનામું તો તયાર કર્યું, પરન્તુ એ જાહેરનામું જાણીતા સમાજવાદી નેતા આચાર્ય નરેન્દ્રદેવને પસંદ ન પડ્યું. સને ૧૯૩૬ની એ સાલ હતી.

પછી તો કેટલાક સુધારાવધારા સાથે એ જાહેરનામું મંજૂર પણ થઈ ગયુ. પણ એની ભાષામાં તેજ નહોતું, જોમ નહોતું; વાંચતાવેંત હૃદયને સ્પર્શી જાય એવી ચેતના એમાં નહોતી. આથી નરેન્દ્રદેવે જવાહરને નવું જાહેરનામુ તૈયાર કરી આપવાની વિનતી કરી.

જવાહરે કહ્યું: 'વખત બહુ જ થોડો છે એટલે હું વચન તો નથી આપતો, પણ આ માટે મારાથી બનતો પ્રયત્ન અવશ્ય કરીશ.'

નરેન્દ્રદેવજી અને જવાહરલાલ વચ્ચે આવાત થઈ ત્યારે રાતના દશ તો વાગી ગયા હતા; અને સવારે તો કોંગ્રેસે નીમેલી સમિતિએ અખિલ ભારત કોંગ્રેસ મહાસમિતિ સમક્ષ જાહેરનામું રજૂ કરવાનુ હતું. સમય ઘણો જ ઓછો હતો, પણ નરેન્દ્રદેવજી સવારે વહેલા ઊઠીને જવાહર પાસે પહોંચ્યા તો જાહેરનામું તૈયાર હતું. તેઓ તો જાહેરનામાનુ લખાણ વાંચી ખુશ ખુશ થઈ ગયા.

જવાહરે કહ્યું : 'નરેન્દ્રદેવજી ! આખી રાત જાગીને મેં આ ખરડો તૈયાર કર્યો છે. રાતમાં એક મટકું પણ માર્યું નથી '

એ જાહેરનામું જ્યારે અખિલ ભારત કોંગ્રેસ મહાસમિતિ સમક્ષ રજૂ થયુ, ત્યારે એ સર્વાનુમતે મંજૂર થયુ; એક પણ સુધારો એના પર રજૂ થયો નહિ

તે દિવસે જનતાએ જવાહરની નવી શક્તિનાં દર્શન કર્યાં.

[૬૦]

## ભૂલની માફી તો માગવી જ પડે ને!

ચૂંટણીસભા પછી જવાહર એમના મિત્રો જોડે અલ્લાહાબાદ જતા હતા તેઓ પોતે જ મોટર ચલાવતા હતા શિયાળાની અંધારી રાત હતી. ધુમ્મસ ખૂબ છવાયુ હતું. અને મોટર ચલાવવાનુ મુશ્કેલ હતું. છતા જવાહરે તો એમના મિત્રોને ઘેર મૂકીને પછી જ પોતાને ત્યાં જવાનું નક્કી કર્યું હતું.

તેઓ જતા હતા ત્યાં મોટરના માર્ગમાં એક ગાય અટવાઈ ગઈ. જવાહરે ઘણી સાવધાની રાખવા છતાં ગાયનું શીગડું મોટર જોડે ટકરાયું અને ભાગી ગયું. અધારું એવું ઘેરું હતું કે એ અકસ્માત તરફ કોઈનું ધ્યાન ગયુ નહોતું. પણ જવાહરે તો તરત જ પોતાની મોટર ઊભી રાખીને, નીચે ઊતરીને, ગાયના માલિકની તપાસ કરવા માંડી.

પણ માલિક ત્યાં ન હતો.

• એટલામાં ત્યા લોકો ભેગા થઈ ગયા. અને એમણે જવાહરને એને વિષે ચિંતા ન કરવાનું કહ્યું.

જવાહર કહે : 'ના, મારે તો એના માલિકને મળવું જ છે. ત્યાં સુધી મારા મનને શાંતિ નહિ થાય.'

લોકોએ જવાહરને ખૂબ સમજાવ્યા, પણ તેઓ માન્યા નહીં. છેવટે એમણે એના માલિકને શોધીને બીજે દિવસે આનંદભવન મોકલવાનું વચન આપ્યું, ત્યારે જ તેઓએ ગાડી આગળ ચલાવી.

•

બીજે દિવસ પેલી ગાયનો માલિક આનંદભવન આવ્યો, ત્યારે જવાહરે એની માફી માગી અને ગાયની નુકસાની બદલ સારી એવી રકમ, પેલાની ઘણી આનાકાની છતા, એને આપી, ત્યારે જ એમને નિરાંત થઈ.

[ ૬૧ ]

## સ્મૃતિશેષ કમળા

કમળા નેહરુ જર્મનીમા બાડનવાઈલિગ નામના સ્થળે મરણપથારીએ હતા એમની ગભીર તબિયતને કારણે જવાહરને જેલમુક્ત કરવામા આવ્યા હતા. જવાહર તરત જ જર્મની પહોચી ગયા, અને પત્નીના અતિમ દિવસોમા એમણે, પત્ની પ્રત્યે અત્યાર લગી દર્શાવેલી બેદરકારીને ઉત્કટ સેવાશુશ્રૂષા કરી જાણે બગ વાળી દીધો

જવાહરે ઊંઘ અને આરામ તજીને રાત અને દિવસ કમળાની ખડે પગે સેવા કરી

કમળાની તબિયતમા કઈક સુધારો થતો લાગ્યો ઔષધ કરતા જવાહરના સાનિધ્યે ને પ્રેમે જ એને ટકાવી રાખી હતી કમળા જાણે એક વીરાગનાની જેમ મૃત્યુ સામે ઝઝૂમતી હતી, અને એના ઉપર વિજય મેળવતી હતી

પણ આ સુધારો આખરે છેતરનારો તથા ક્ષણજીવી નીવડયો! દવા, ચિકિત્સા, હવાફેર શુશ્રૂષા, એ બધુ છતા આખરે કમળા મૃત્યુને શરણ થઈ અને જવાહરને એકલા મૂકી પરમાત્માના ધામમા ચાલી ગઈ!

આ શોકપ્રસંગે ગાંધીજીએ કહ્યું: 'કમળા નેહરુનું મૃત્યુ એ પ્રજાકીય દુઃખ અને હાનિ છે. ઘણાં વર્ષો સુધી હું એના સંસર્ગમાં આવ્યો હતો. એના જેવી બીજી કોઈ સચ્ચાઈથી ભરેલી, હિંમતવાન ને ઈશ્વરથી ડરતી મહિલા મને મળી નથી. એનું ઉચ્ચ જીવન આપણા સૌને માટે અનુકરણીય છે!'

જવાહર જેવી ઊર્મિશીલ વ્યક્તિને પોતાની વહાલસોયી પત્નીના અકાળ સ્વર્ગવાસથી પ્રબળ આઘાત લાગ્યો. અઢાર વર્ષનું પરિણીત જીવન, પણ તેમાં કેટલાં બધાં વર્ષોનો વિયોગ! રાજકારણમાં પડીને એમનાથી પત્ની તરફ પૂરતું લક્ષ અપાયું નહિ અને આખરે એનો વિયોગ આવી પડ્યો! ....છતાં કોઈ પણ પતિ પત્ની પાસે જેની અપેક્ષા રાખે તે બધી અપેક્ષા કમળાએ પૂરી કરી હતી.

હા, એમની વચ્ચે ક્યારેક મતભેદ થતા, અને બન્ને લાગણીપ્રધાન હોવાથી ઝઘડી પણ પડતાં, પણ એ ઝઘડા મીઠા હતા. એ કલહ તરત જ શમી જતો. એ દંપતીનાં રિસામણા–મનામણા તો જાણે એક કાવ્ય હતું, જીવનની એક સુંદરતા હતી. બન્ને એકબીજાને અનન્ય પ્રેમથી ચાહતાં. અઢાર વર્ષના દાંપત્યજીવનમાં જવાહરે બહુ થોડો સમય દાંપત્યસુખમાં ગાળ્યો હશે. જવાહરે જેમ પોતાના પિતાને દેશને આપ્યા હતા, તેમ પોતાની અર્ધાંગિનીને પણ દેશને સમર્પણ કરી દીધી હતી.

જવાહર માની જ ન શક્યા કે કમળા ખરેખર

સ્મૃતિશેષ બની ગઈ છે! ત્યાર બાદ એમને પોતાનું જીવન એકાકી લાગવા માંડયું. જાણે જીવનનું એક અંગ ખરી પડયું હોય તેમ જ લાગ્યુ.

ઉર્મિલાએ જેમ લક્ષ્મણને રામને સોંપીને પોતાની મહત્તા વ્યક્ત કરી, તેમ કમળાએ જવાહરને દેશને સોંપી અમર મહત્તા પ્રાપ્ત કરી.

સ્વિટ્ઝર્લૅન્ડમાં કમળાના સ્વર્ગવાસથી જવાહરે એક ફિલસૂફની અદાથી જણાવ્યું: 'કમળાના મૃત્યુથી મારા જીવનનો એક અધ્યાય પૂરો થયો. અને મારા જીવનમાંથી એવા તત્ત્વો ચાલી ગયાં કે જે મારા જીવનના એક અંશ-રૂપ બની ગયા હતાં! એ હવે નથી જ એમ માનવું મારે માટે મુશ્કેલ બની ગયું છે.'

હિંદ આવતાં જ જવાહરે કહ્યું: 'મારી પવિત્ર, બહાદુર અને સાચી સાથી ચાલી ગઈ છે! હું એકાકી અને હતાશ જેવો બની ગયો છું! મારા દેશબંધુઓના વિશાળ અને વ્યાપક પ્રેમે મને નવડાવી દીધો છે. એનાથી મને હિંમત અને શક્તિ પ્રાપ્ત થયાં છે.'

આમ જવાહરનો દાંપત્યપ્રેમ અનેક દૃષ્ટિએ વિશિષ્ટ અને અનુકરણીય હતો. જવાહર અને કમળાનું દાંપત્ય એક સુખી અને આદર્શ દાંપત્ય હતું. જ્યારે વિલાસવૈભવની મણા નહોતી ત્યારે પણ જવાહરને એમણે સાથ આપ્યો, અને જ્યારે વિલાસવૈભવ પરવાર્યા અને સાદાઈ આવી ત્યારે પણ એમણે જવાહરને સંપૂર્ણ સહકાર આપ્યો. એમણે

નેહરુ કુટુબનુ અમીરીમાથી ફકીરીમા જે પરિવર્તન થયુ તેને અત્યત આસાનીથી વધાવી લીધુ એ માટે એમના દિલમા જરા જેટલો પણ રજ નહોતો, કારણ કે સીતાની માફક એમને તો પતિની જોડે કાટાની સેજ પણ ગુલાબની સેજ જેવી લાગતી

કમળા જવાહરના પ્રેરણામૂર્તિ, સુખદુખના સાથી, મિત્ર અને માર્ગદર્શક હતા હિન્દના સ્વાતત્ર્યમ ગ્રામનુ કમળા અદ્દોષરમણીય અને સૌના મનમા સહાનુભૂતિ ઉપજાવે એવુ પાત્ર હતા સીતા અને દ્રૌપદીની માફક, કમળા જાણે આ જગતમા દુખ સહન કરવા માટે જ જન્મી હતી અને આદિથી અત સુધી પતિપરાયણ, કુટુબપરાયણ, વતનપરાયણ અને ધર્મપરાયણ રહીને પોતાનુ જીવન ધન્ય કરી ગઈ હતી!

૬૨ ]

## સાહિત્યકારનો આત્મા

જવાહર અલ્લાહાબાદના આનંદભવનમાં હતા. એક-વાર એમના મિત્ર અને અલ્લાહાબાદ યુનિવર્સિટીના પ્રોફેસર શ્રી ધૂર્જટિપ્રસાદ મુકરજી એમને મળવા આવ્યા. ધૂર્જટિ-પ્રસાદે વાતવાતમાં ગાંધીજી આંતરરાષ્ટ્રીય પ્રવાહોથી અપરિચિત છે, તેથી દેશને હાનિ થાય છે, એવું વિધાન કર્યું. એ સાંભળીને જવાહરને ઘણો આઘાત લાગ્યો. પોતાને ગાંધીજી જોડે ભલે ગમે તેટલો મતભેદ હોય, પણ બીજા ગાંધીજી વિષે કંઈ ટીકા કરે તે તેઓ સહી શકતા નહિ. ૧૯૩૬ની આસપાસનો આ પ્રસંગ હતો.

જવાહરલાલે ધૂર્જટિપ્રસાદને કહ્યું: ' તમે ગાંધીજીને સમજ્યા જ નથી. તમે એમ માનતા હો કે ગાંધીજીનો યુગ પૂરો થયો છે, તો તમે ભયંકર ભૂલ કરો છો ! હિંદુસ્તાનને કોઈ પણ સાચી રીતે સમજી શક્યુ હોય તો તે ગાંધીજી જ છે, બીજું કોઈ નહિ. એમની દૃષ્ટિ હમેશાં તલસ્પર્શી ને સાચી જ હોય છે. ભારતનો સાચો અવાજ ગાંધીજી જ છે. '

પછી જવાહરના બેઠકખંડમા તેઓ ગયા. રાજકારણ પરથી વિજ્ઞાન ને સાહિત્યની વાતચીત પર બન્ને જણ ઊતરી પડ્યા. જવાહરે કબાટમાથી કવિતાનાં પુસ્તકો કાઢવા માડયાં. વોલ્ટર ડ-લા-મૅર, સ્પૅન્ડર, ઇલિયટ, આડેન વગેરે કવિઓની કવિતા, સાહિત્યરસિકની શ્રદ્ધાથી, ભાવપૂર્ણ અને અભિનય પૂર્વક એમણે સંભળાવવા માંડી. જ્યાં કાવ્યમાં ઉત્તેજના આવે, ત્યાં જવાહર ઉત્તેજિત થઈ જતા.

આમ ઉત્તમ કવિઓની કવિતાનો પાઠ દોઢેક કલાક સુધી ચાલ્યો, અર્ધી ગત્રી વીતી, પણ એ કવિઓ વિષેની જવાહરની ચર્ચા પૂરી ન થઈ કવિતા વિષેની પોતાની વિવેચનશક્તિનો જવાહરે તે દિવસે પૂર્ણ પરિચય કરાવ્યો

ટાગોર વિષે બોલતા તો જવાહર જાણે થાકે જ નહિ. ધૂર્જટિપ્રસાદને લાગ્યુ કે જવાહરનો આત્મા સાહિત્યકારનો છે, સર્જકનો છે રાજકારણના ક્ષેત્રમા તો તેઓ ભૂલથી— અકસ્માતથી પડયા છે

૩

# એક અંગ્રેજ દોસ્ત

**૧૯૩૬ની** સાલમાં દિલ્હીના રેડિયો મથકના વડા મિ. લાયોનલ ફીલ્ડન નામના એક ગુલાબી અને સહૃદય અંગ્રેજ સદ્ગૃહસ્થ હતા. તેઓ જવાહરના મિત્ર અને પ્રશંસક હતા, અને જવાહર ઉપર ખૂબ પ્રેમ રાખતા.

એક વખતે રાત્રે જવાહરનો એમના પર ટેલિફોન આવ્યો. જવાહરે એમને કહ્યુ : 'જુઓ, અમે એવી જગ્યાએ આવી પહોંચ્યા છીએ, જ્યાં કંઈક જ ખાવાનું નથી. અને હું ગઈ કાલનો ભૂખ્યો છું. એટલે જો તમે ખાવાનું આપી શકો એમ હો, અને તમારી સરકારી નોકરીને કશો વાંધો આવે એમ ન હોય, તો અમે તમારે ઘેર આવીએ.'

ફીલ્ડન આ સમાચારથી ખૂબ રાજી થયા. એમણે તરત જ કહ્યું: 'સરકારની નારાજી–ખારાજીની વાત જવા દો! તમારા જેવો મહાપુરુષ આવે વખતે મને સંભારે એ જ પૂરતું છે. જરૂર આવો જોકે નોકરચાકર બધા ઊંઘી ગયા છે, છતાં પણ મારાથી બનશે તે બધું હું કરીશ.'

જવાહરે કહ્યું : 'હા, અમે આવીએ છીએ, પણ એક

વાત લક્ષમાં રાખજો, કે રાજનીતિ વિષે કંઈ જ વાત હું કરવાનો નથી. એટલે એ વાત કાઢશો જ મા.'

ફીલ્ડન જરા નિરાશ થયા, પણ સંમત થયા. તેઓ રેડિયો સ્ટેશનની ઉપર જ રહેતા હતો. જવાહર આવ્યા. ફીલ્ડન એમને રેડિયો સ્ટેશન પર લઈ ગયા ને કહેવા લાગ્યા : 'આ સામે માઈક રહ્યું. તમે ફાવે તે બોલો. રાજ્યદ્રોહનો પ્રચાર કરો. એના પરિણામ માટે હું તૈયાર છું. તમારે માટે આ રેડિયો હું પાંચ મિનિટ માટે પણ આપી શકું તો હું મારી જાતને ભાગ્યશાળી માનીશ.'

જવાહર કહે : 'તમે મારા ઉપર આટલો પ્રેમ રાખો છો, તેના બદલામાં હુ તમને ખતમ કરી દેવા ઇચ્છતો નથી. ને મારે કહેવાનુ પણ શું હોય ?'

ફીલ્ડન કહે : 'સરકાર મને કાલે કાઢી મૂકે તેની મને પરવા નથી, પણ જો તમને હું રેડિયો પરથી ભાષણ કરાવી શકું તો મારી આ નોકરી સાર્થક થયેલી હું માનીશ ! ને અત્યારે નહિ તો તમને ફાવે ત્યારે મને જણાવીને આવજો હુ તમારી સન્મુખ રેડિયો હાજર કરી દઈશ. પછી ભલે જે થવાનુ હોય તે થાય '

જવાહરે ફીલ્ડનના ખભા પર હાથ મૂકી એના ખભાને જોરથી દબાવતાં કહ્યું : 'મારો નિર્ણય તો અફર છે. પણ તમારી આ લાગણીને હું મારા જીવનની એક મીઠી સ્મૃતિ તરીકે સંઘરી રાખીશ '

[ ૬૮ ]

## જનતાના જાદુગર

૧૯૩૭માં હિન્દમાં સામાન્ય ચૂંટણી થવાની હતી. જવાહર મિરજાપુરમાં ચૂંટણીસભામાં ભાષણ કરવા જવાના હતા. તેઓ મિરજાપુર પહોંચ્યા અને જોયું તો ત્યાં તો માનવમહેરામણ ઊભરાતો હતો.

પણ જવાહરે જોયું કે, સભામાં લાઉડસ્પીકરની કશી જ સગવડ નહોતી અને માણસો તો કીડિયારાંની જેમ ઊભરાતાં હતાં. હવે શું કરવું ? જવાહરનો અવાજ કાંઈ છેક સુધી પહોંચે એમ નહોતું, એટલે લોકોનો ધસારો મંચ તરફ થયો. ધસારો અપૂર્વ હતો. એને ખાળી શકાય એવી કોઈ શક્યતા નહોતી.

જવાહરે દિમાગ ગુમાવ્યો. એમણે સભાના સંચાલકોને ગુસ્સામાં પૂછ્યું : 'તમે કદી લાઉડસ્પીકરનું નામ સાંભળ્યું છે ખરું ? દુનિયામાં એવી કોઈ ચીજ છે તેની તમને ખબર છે ખરી ? તમે એને કદી જોયું છે ખરું ? એના વિના મારે આવી મોટી મેદની સમક્ષ ભાષણ શી રીતે કરવું ?'

સ્થાનિક કાર્યકરો મૂંઝાયા. પણ અત્યારે કાંઈ થઈ

[ ૬૫ ]

## બિચારો દરવાન

**૧૯૩૭નો** ડિસેમ્બર મહિનો ચાલતો હતો. બુંદેલખંડમાં ચરખારી ગામના એક ઠાકોરના દરબારગઢમાંથી જવાહર જવાના હતા ત્યાંના દીવાને જવાહરને માટે ખાસ બંદોબસ્ત કર્યો હતો જવાહર જે રસ્તેથી પસાર થવાના હતા ત્યાં તોરણો બાંધ્યા હતા દીવાનને જવાહર ચોક્કસ કયે સમયે આવશે તેની ખબર નહોતી, એટલે એ પોતે પોતાના દફતરમાં બેઠા હતા

એવામાં જવાહરની ગાડી બીજી બે ગાડીઓ સાથે દરબારગઢ આગળથી પસાર થઈ. ત્યાં દરબારગઢનો દરવાન ખડો હતો તે જરા દોઢ ડાહ્યો હતો. એને ખબર હતી કે આપણા દરબારસાહેબ ધોળી ટોપીવાળા અને કોંગ્રેસવાળાથી વિરુદ્ધ છે. એને બિચારાને ખબર નહિ કે દરબારગઢમાં કોના સ્વાગતની તૈયારી થતી હતી, એટલે જવાહરની ગાડીનો ત્રિરંગી ઝંડો જોઈને એણે એમની ગાડીને અટકાવીને કહ્યું : ‘આપકી મોટર યહાંસે નહિ જા સકતી.’

જવાહર જોડેના બીજા લોકોએ એને સમજાવ્યો કે

'જવાહર તો મહાન નેતા છે. એમની જોડે આમ ન વર્તાય. એથી તો ઊલટી તારા દરબારની કુસેવા થશે'

પણ દરવાન એકનો બે ન થયો. એને એમ હતું કે એ કોઈ મોટી બહાદુરીનું કામ કરી રહ્યો છે! અને એના કામથી દરબારસાહેબ તો ઊલટા રાજી થશે જવાહર ખૂબ ગુસ્સે થયા. એમણે દરવાન જોડે ખૂબ જીભાજોડી કરી. ખૂબ દલીલ ને ધાંધલ બાદ પેલાએ મોટર સીધી હંકારી જવા ને દરબારગઢ તરફ ન જવા જણાવ્યું.

મોટર ચાલી ગઈ, એટલે પેલો પોતાની બહાદુરીની વાત દીવાન સાહેબને જણાવવા ગયો. દીવાને જ્યારે એની બહાદુરીની વાત સાંભળી, ત્યારે એમણે એની આ અપૂર્વ બહાદુરી અને વીરતા માટે એને તત્કાળ નોકરીમાથી બરતરફ કર્યો! કારણ કે દરવાનની નાદાનિયતથી દરબારગઢમાં જવાહરના સ્વાગત માટે કરેલી બધી તૈયારીઓ ફોગટ ગઈ.

દીવાને દરવાનને કહ્યું: 'તેં દરબારના જ મહેમાનને કાઢી મૂક્યા! આ તો ઠીક છે કે તને બરતરફ કરું છું, નહિ તો જેલમાં જ બેસાડત.'

ત્યાર બાદ તરત જ દીવાને પોતાની મોટર જવાહરની મોટર પાછળ દોડાવી, જવાહરને પકડી પણ પાડયા. પણ જવાહરનો દિમાગ એટલો બગડેલો હતો, કે દીવાન સાહેબની કેટલીયે વિનવણી અને કાલાવાલા છતાં જવાહરે પાછા ફરવાની સાફ ના પાડી.

[ ૬૬ ]

## દેશભક્ત

જવાહર ઉર્દૂના શાયર સર મહમદ ઇકબાલના મિત્ર થતા હતા એમને કવિ ઇકબાલની કવિતાની ખૂબ દિલચસ્પી હતી. એટલે રાજકીય મતભેદ હોવા છતા જવાહર અને ઇકબાલની મૈત્રી ટકી રહી હતી

ઇકબાલની છેલ્લી માદગી વખતે જવાહર એમને મળવા ગયા ઘણી વખત સુધી બન્નેએ જાતજાતની વાતો કરી અને પછી જવાહરની તારીફ કરતાં ઇકબાલે પૂછયું : ' તમારી અને મિ જીન્ના વચ્ચે શો ફેર છે ? '

જવાહર મૂંઝાયા. પ્રશ્ન માત્ર અંગત હતો, એટલે એનો ઉત્તર આપવો, એ મુશ્કેલ કામ હતું.

જવાહરની મૂંઝવણ ઇકબાલ કળી ગયા. અને એમણે જ, એમની લાક્ષણિક, કાવ્યમય, લાઘવયુક્ત ભાષામાં જવાબ આપ્યો : ' મિ. જીન્ના મુત્સદ્દી છે, જ્યારે તમે દેશભક્ત છો. '

જવાહરની કેટલી સાચી પિછાન !

[ ૬૭ ]

# આરામ હરામ હૈ

જવાહર ફૈઝપુર મહાસભાના પ્રમુખ તરીકે ચૂટાયા હતા ૧૯૩૫ના નવા બંધારણ પ્રમાણે પ્રાંતોમાં હોદ્દાસ્વીકાર માટે પ્રાંતીય ધારાસભાઓની ચૂંટણીઓ ૧૯૩૭ના ફેબ્રુઆરીમાં થવાની હતી, અને જવાહરના પ્રમુખપણા હેઠળ ફૈઝપુર મહાસભાએ આ ચૂંટણીમાં ભાગ લેવાનો ઠરાવ પસાર કર્યો હતો એટલે ફૈઝપુર અધિવેશન પૂરું થતાં તમામ કોંગ્રેસી કાર્યકરો ચૂંટણીઓના કાર્યમાં ગૂંથાઈ ગયા હતા

કોંગ્રેસ પ્રમુખ તરીકે જવાહરલાલ સામે ચૂંટણી પ્રચારનું ભગીરથ કામ આવી પડ્યું જવાહર આ ચૂંટણી પ્રવાસ માટે ખૂબ જ ઉત્સાહી હતા, કારણ કે એથી આમ જનતાને સીધા પહોંચી શકવાની, તથા એમનો ગાઢ સંપર્ક સાધી તેમને મહાસભાનો સંદેશો પહોંચાડવાની સુવર્ણ તક સાંપડતી હતી વળી હિન્દની વિરાટ જનતામાં મહાસભાનું વર્ચસ્વ કેટલું છે તે બ્રિટીશ સરકારને બતાવી આપવાનો પણ આ એક અણમોલ અવસર હતો

આથી જવાહરે અને સરદારે મહાસભા તરફથી બધા

પ્રાંતોમાં મોટા ભાગની બેઠકો માટે ઉમેદવારો ઊભા કર્યા હતા. ઉમેદવારોની પસંદગી કરવાનું કામ ઘણું કપરું હતું, છતાં જવાહરે એ કાર્ય સફળતાથી પાર પાડ્યું હતું.

આ ચૂંટણીનો સમય એ તો જવાહર માટે ચિરસ્મરણીય રહી જાય એવો હતો. એ સમયે જવાહરે ન જોયાં રાત કે દિવસ, ન પરવા કરી ઊંઘની ને ભૂખની, ન લક્ષ આપ્યું તબિયત પ્રત્યે કે સ્વજનો પ્રત્યે. આ બધો સમય, પોતે જાણે પ્રચારયંત્ર હોય તેમ, તેઓ આખા દેશમાં ઘૂમી વળ્યા. જવાહર શું ઘૂમતા હતા, જાણે દેશનો વિરાટ પ્રાણ જ ઘૂમતો હતો, એવો વ્યાપક અને ઝડપી એ પ્રવાસ હતો.

એ પ્રવાસમાં એક દિવસ સવારના આઠ વાગ્યાના ભાષણથી એમના કાર્યક્રમનો આરંભ થયો. અને એમનો છેલ્લો કાર્યક્રમ, જે સંજોગવશાત્ સાત કલાક મોડો થયો હતો, તે સવારે ચાર વાગ્યે રખાયો હતો.

આ ભરચક કાર્યક્રમ પૂરો કરીને આરામ કરવા માટે જે સ્થળે જવાનું હતું તે હજી સિત્તેર માઈલ દૂર હતું. એ સ્થળે જવાહર પહોંચ્યા ત્યારે સવારના સાત વાગ્યા હતા. આમ જવાહરે આ પ્રવાસમાં જરાય આરામ લીધા વિના ત્રેવીશ કલાક સતત કામ કર્યું હતું.

જવાહર પોતે જ પોતાના આ પ્રવાસને એક રેકર્ડ સમાન ગણે છે ચારેક મહિના જેટલા ટૂંકા ગાળામાં જવાહરે દેશનું વાતાવરણ જાણે વિદ્યુત્મય કરી દીધું. આખા દેશમાં જાણે એક પ્રકારનો અજંપો અને ઉત્સાહ જન્માવી દીધો.

જવાહર એ એક જ એવી પ્રતિભાશાળી વ્યક્તિ છે કે, જેમને નાદે આખું ભારત જાગી ઊઠે છે અને જેની વીર હાકે દરેક જણ મહાસભાને મત આપવા પ્રેરાય છે.

સત્યાગ્રહ ગાંધીજી લડ્યા, જ્યારે ચૂંટણીજંગનું નેતૃત્વ લીધું જવાહરે. એમણે આ ચૂંટણીપ્રવાસમાં લગભગ પચાસ હજાર માઈલની મુસાફરી કરી.

આ ઐતિહાસિક પ્રવાસમાં જવાહરે દરેક પ્રકારનાં વાહનોનો ઉપયોગ કર્યો. જ્યાં કોઈ વાહનવ્યવહારની સગવડ નહોતી એવા ગ્રામ્યપ્રદેશમાં પણ તેઓ ખૂણે ખૂણે ફરી વળ્યા. વિમાન, રેલગાડી, મોટર, જાતજાતની ઘોડાગાડીઓ, બળદગાડાં, બાઈસિકલ, હાથી, ઊંટ, ઘોડા, આગબોટ, હલેસાં ને પગથી ચાલતી દેશી હોડી ને પગપાળા—એમ જવાહરે જ્યાં જે વાહન મળી શકે એમ હતું, ત્યાં તે વાહનનો ઉપયોગ કર્યો. જવાહર આથી ગ્રામજનતા જોડે તાદાત્મ્ય સાધી શક્યા.

આ પ્રવાસમાં મોટામાં મોટી મેદની લાખોની અને નાનામાં નાની વીશ હજારની હતી. એમની સભામાં હાજરી આપનારા સરેરાશ એક લાખ માણસ થતાં. ચાર મહિનામાં એમણે કરોડો માણસોને સંબોધ્યાં; લાખો માનવીઓ જવાહરના સંપર્કમાં આવ્યા.

હિન્દની ઓતરાતી સરહદથી માંડી છેક દક્ષિણમાં કન્યાકુમારી સુધી તેઓ ઘૂમી વળ્યા. એ પ્રવાસ એ જાણે એક પ્રકારનો વંટોળ જ હતો. જરા જેટલો પણ વિસામો

લીધા વિના એમના પ્રવાસની ગતિ સતત ચાલુ રહેતી

આ પ્રવાસ વડે જાણે પોતે હિન્દનું પુનર્દર્શન કર્યું હોય એમ જવાહરને લાગ્યું આથી જ તેઓ જણાવે છે કે.

"હિન્દની જાણે મે ફરી શોધ કરી ભારતમાતાને ખોળે જાણે હું ફરી આવીને બેઠો અને તેની પ્રજાનો મેં જાણે કે, ફરીથી સાચો પરિચય કર્યો મારી હિન્દની અ ભૂમિના વિવિધતાથી સમૃદ્ધ છતા, એકતાની અચૂક છાપવાળ હજારો લક્ષણો મને જોવા મળ્યા મને નીરખી રહેતી મૈત્રીની ભાવનાથી ભરેલી કરોડો આંખો તરફ હુ જોઈ રહેતો, અને એ માયાળુ આંખો પાછળ શુ વને છે તે મમજ વાની કોશિશ કરતો હિન્દનું મને જેમ જેમ વધારે ને વધારે દર્શન થતુ ગયુ, તેમ તેમ મને લાગવા માડ્યુ કે આ અદ્ભુત દેશની મને કેટલી ઓછી પિછાન છે!"

અને જવાહરના આ વિદ્યુત્વેગી, સર્વસ્પર્શી પ્રવાસની ફલશ્રુતિ શી? હિન્દના અગિયાર પ્રાંતોમાથી છ પ્રાંતોમા કોંગ્રેસને ચોખ્ખી બહુમતી મળી સરહદ પ્રાંત અને આસામમા કોંગ્રેસની બહુમતી નહોતી, તોપણ સૌથી મોટો પક્ષ તો કોંગ્રેસનો જ હતો

આમ જવાહરના વિરલ વ્યક્તિત્વ અને પ્રતિભાના પ્રતાપે હિન્દના રાજકીય નભોમંડળમા મહાસભાનો જયજયકાર થઈ રહ્યો.

[ ૬૮ ]

# ગોવાની જનતાનો અસીમ પ્રેમ

વર્ષો પહેલાની વાત છે ઈ સ ૧૯૩૭ની એપ્રિલની ૯ મી તારીખે જવાહરલાલે પહેલવહેલા ગોવાની ભૂમિ પર પગ મૂકયા હતો એ દિવસનુ એમનું ગોવાની ભૂમિ ઉપરનુ રોકાણ ફક્ત પદર મિનિટનુ જ હતુ પણ એ વિરલ પદર મિનિટમા પણ ગોવાવાસીઓ હિન્દના લાડીલા નેતા અને કોગ્રેસના પ્રમુખ પડિત જવાહરલાલ નેહરુ માટે કેટલુ માન ધરાવે છે એ છતુ થઈ ગયુ હતુ.

કોગ્રેસે ગાધીજીના આશીર્વાદથી પ્રાતીય સ્વશાસનનો અહર્ષ સ્વીકાર કર્યો હતો અને કોગ્રેસ પ્રમુખના હોદ્દાની રૂએ જવાહરલાલ આખા દેશના વિરાટ પ્રવાસે નીકળ્યા હતા. આવા એક ઐતિહાસિક પ્રવાસ દરમ્યાન જવાહરલાલ વિમાન મારફત મલબાર જઈ રહ્યા હતા અને એમના વિમાનને પેટ્રોલ ભરવા માટે ફરજિયાત માર્માગોવાના વિમાની મથકે ઊતરવાનુ હતુ.

માર્માગોવાના વિમાની મથકે જવાહરનુ વિમાન સવારે દસ વાગે ઊતરવાનુ હતુ, પણ એમનુ ભવ્ય સ્વાગત કરવા

ગોવાની જવાહરઘેલી જનતા તો ઠેઠ વહેલી સવારથી—મળસ્કે ચાર વાગ્યાથી—જ મથકની આજુબાજુ જમા થઈ ગઈ હતી."

ફિરંગીઓના આ થાણામા આવવાનો જવાહરને આજ સુધી મોકો મળ્યો નહોતો, એટલું જ નહિ, પણ ત્યાં જવાનુ ખાસ પ્રયોજન પણ ઊભું થયું નહોતુ. આથી જવાહર ગોવા આવે છે એ સમાચારે ગોવાની પ્રજાને ઉત્સાહઘેલી બનાવી દીધી હતી

જવાહરલાલના વિરલ દર્શન માટે વિરાટ માનવમેદની માત્ર મારમાગોવાથી જ નહિ પણ ઠેઠ જૂના ગોવા, પંજીમ, માપુકા અને બીજા દૂરદૂરના ગામોમાથી પણ વિમાની મથક પર કીડિયારાની જેમ ઊભરાઈ હતી

કોઈ મોટરમા બેસીને આવ્યું હતું, કોઈ હોડીમા બેસીને આવ્યુ હતુ, કોઈ બળદગાડીમા તો કોઈ પગે ચાલીને આવ્યુ હતુ સવારે નવ વાગ્યા સુધીમાં તો વીશપચીશ હજાર માણસોનો મહેરામણ એ નાનકડા છતાં રળિયામણા વિમાની મથકની આજુબાજુ ઊભરાવા લાગ્યો હતો

પોર્ટુગીઝ પોલીસે વિમાની મથકની આજુબાજુ જાણે જીવતી દીવાલ રચી દીધી હતી મથકની અંદરના ભાગમા તો ફક્ત ચાર જ અધિકારીઓને જવા દેવામા આવ્યા હતા

જવાહરલાલનું વિમાન દૂર દૂર ક્ષિતિજમાં જણાવા માંડ્યું ત્યા, 'જવાહરલાલ કી જય', 'મહાત્મા ગાંધીજીકી જય', 'ભારત માતાકી જય'ના પોકારોથી ગગન ગાજવા માંડ્યું. પ્રજાના આ સ્વયંભૂ ઉત્સાહ અને ઉલ્લાસને ખાળવા

પોર્ટુગીઝ પોલીસો અસમર્થ નીવડયા!

૫૬ અસંખ્ય માણસો તો હાર અને કલગી લઈને આવ્યા હતા, પણ એમને અંદર જવા દેવામાં નહોતા આવ્યા. એટલે એમનાં હાર–કલગી તો એમના હાથમાં જ નકામાં પડી રહ્યાં હતાં કારણ, પોલીસ કોઈ પણ વ્યક્તિને વિમાની મથકની અંદર પ્રવેશવા દેતી નહોતી.

ગોવાની મુક્તિ ઝંખતી વીર પ્રજાને મન જવાહરલાલ વિશ્વવંદ્ય વિભૂતિ હતા, તેઓના આરાધ્યદેવ હતા અને એમના નામ, કામ અને વિરલ ત્યાગે એમના મન ઉપર ભારે કામણ કર્યું હતું. પણ ગોવાના લશ્કરી અધિકારીઓને મન જવાહર એક તિરસ્કૃત તેમ જ ન ઇચ્છવા યોગ્ય વ્યક્તિ હતા! આથી ગોવાની પ્રજાને જવાહરનાં દર્શનથી વંચિત રાખવા તેઓ બનતો પ્રયાસ કરી રહ્યા હતા. આમ જવાહરનાં દર્શન તેમજ સત્કાર માટે ગોવાના પોલીસ અધિકારીઓ અને ગોવાની પ્રજા વચ્ચે વહેલી સવારથી ગજગ્રાહ ચાલતો હતો.

આમ છતાં, આવો સખત પોલીસ પહેરો હોવા છતાં, એક નાની બહાદુર બાળા પોલીસની નજર ચુકાવીને વિમાની મથકની અંદર ઘૂસી ગઈ. અને નિર્દોષ ઉલ્લાસથી અને હિંમતથી એણે જવાહરલાલને હાર પહેરાવ્યો અને હસતાં હસતાં જવાહરલાલના કરકમળમા એક નાનકડી ચિઠ્ઠી મૂકી દીધી! એ પોતાનું કાર્ય પૂરું કરી ચાલી જતી હતી ત્યાં જ જવાહરે પોતાની લાક્ષણિક ઢબે એ બહાદુર બાળકીને ઊચકી લીધી અને એને બચીઓ ભરીને ખૂબ વહાલ કર્યું.

એ પછી જવાહરે એને જવા દીધી હતી.

ત્યારબાદ તે બહાદુર બાળાએ આપેલી ચિઠ્ઠી જવાહર વાંચવા જતા હતા, ત્યાં જ પોર્ટુગીઝ પોલીસના વડા અધિકારી વચમાં જ બોલી ઊઠયા : "તમો એ ચિઠ્ઠી નહિ વાંચી શકો !"

જવાહરે કહ્યું : "શા માટે માટે નહિ, ભલા ? મને લખતાં–વાંચતાં તો આવડે છે!"

અને જવાહરે ચિઠ્ઠી વાચી જ. એ ચિઠ્ઠીમા લખ્યું હતુ : "પડિતજી ! ગોવાની આઝાદીને ભૂલશો નહીં."

એ પછી પંડિતજી મથકની બહાર ઊભેલા ટોળા નજીક ગયા. અને વાડની સામે બાજુ ઊભા રહી તેમણે એ માનવ-મહેરામણને નમસ્તે કર્યા. પોતાના એ લાડીલા મહેમાનને લઈ વિમાન મલણારની દિશામાં ઊપડી ગયું, ત્યારે જ માનવ મેદની ત્યાથી દૂર ખસી!

જવાહરના દર્શન માત્રથી જ ગોવાની શ્રદ્ધાળુ પ્રજામાં અસાધારણ ઉત્સાહ અને જાગૃતિના પૂર આવ્યાં, અને ગોવાની પ્રજાએ પોતાની મુક્તિ માટે કમર કસી.

[ ૬૯ ]

## નાનોને પણ કેમ ભુલાય ?

ભાગલા પહેલાંના પંજાબનું એક શ્રીમંત મુસ્લિમ કુટુંબ વર્ષોથી વેપારાર્થે જાપાનમાં વસતું હતું. આ કુટુંબ જાપાનમાં સારી રીતે ગોઠવાયું હતું અને ધીકતો વેપાર કરી સારી જેવી કમાણી કરતું હતું. છતાં માદરેવતન હિન્દ પ્રત્યે એ કુટુંબનું મમત્વ ઘણું હતું.

૧૯૩૯માં થોડા સમય માટે એ કુટુંબ હિન્દ આવ્યું. ગરમીના દિવસો હતા એટલે એ કુટુંબ હવાફેર માટે લાહોર છોડી કાશ્મીર ગયું. એ કુટુંબમાં સાદઅલી નામનો રાષ્ટ્રવાદી અને આશાસ્પદ એક યુવાન હતો. સાદઅલી પણ પોતાના કુટુંબીજનો સાથે શ્રીનગર ગયા હતા.

શ્રીનગરમાં સાદઅલીએ સાંભળ્યું કે જે વ્યક્તિના દર્શન માટે પોતે વર્ષોથી ઝંખી રહ્યા હતા, જેમનાં પ્રત્યક્ષ દર્શન માટે એમનું મન તલસતું હતું, એવા ભારતના મહાન નેતા શ્રી જવાહરલાલ નેહરુ આ સમયે અલ્લાહાબાદથી લાહોર આવ્યા છે, એટલે એમણે જવાહરલાલનાં દર્શન કરવા શ્રીનગરથી લાહોર જવાનો નિશ્ચય કર્યો.

પોતાનાં કુટુંબીઓનો સખત વિરોધ હતાં, સાદઅલી પંડિતજીનાં દર્શન કરવાને શ્રીનગરથી લાહોર આવ્યા તો ખરા,

પણ ત્યાં પહોંચતાં જ જાણે એમની કમનસીબી શરૂ થઈ.

જ્યારે તેઓ લાહોર પહોંચ્યા ત્યારે એમને જણાયું કે જેમને માટે એ શ્રીનગરથી લાહોર આવ્યા છે, એ વ્યક્તિ લાહોરથી શ્રીનગર ગઈ છે! આ સાભળી સાદઅલી ખૂબ નિરાશ થઈ ગયા. વળી, જ્યારે એમને પાછળથી જણાયુ કે શ્રીનગરમાં એમના કુટુંબીજનો જવાહરલાલનાં દર્શન કરવાને ભાગ્યશાળી થયાં છે અને પોતે એથી વંચિત રહી ગયા, ત્યારે તો એમના અફસોસનો પાર ન રહ્યો આમ ૧૯૩૯ માં સાદઅલી જવાહરલાલનાં દર્શન કરી શકયા નહિ.

પણ જવાહરના પ્રત્યક્ષ દર્શન કરવાની તક તેમને ૧૯૪૨ના આગસ્ટમા મળી. કોંગ્રેસના સ્વયંસેવકોની જ્યારે જવાહર સાથે ઓળખાણ કરાવવામાં આવી, ત્યારે સદઅલી નામ સાંભળી જવાહર જરા ઊભા રહ્યા, ચમકયા, માથું ખજવાળ્યું—જાણે કોઈ પૂર્વપરિચિત વ્યક્તિ હોય તેવા ભાવો તેમની મુખમુદ્રા પર દેખાઈ આવ્યા. 'અને સાદઅલી સામે જરા વાર નજર ઠેરવી તેઓ આગળ ચાલતા થયા

જવાહરના આશ્ચર્યનું કારણ સાદઅલીને હજુ પણ એક કોયડા સમાન છે જવાહરે ૧૯૩૯માં સાદઅલીનું નામ લાહોર તેમજ શ્રીનગરમાં સાંભળ્યું હતું અને એમની રાષ્ટ્રીયતાની ભાવના વિષે પણ ખૂબ ખૂબ સાંભળ્યું હતું. આજે વર્ષો બાદ જે નામ પરોક્ષ રીતે સાંભળેલું તેનો પ્રત્યક્ષ પરિચય થયો એટલે જવાહર જરા લાગણીવિવશ થયા.

જવાહર જેના તેના એક સામાન્ય માણસને પણ ભૂલતા નથી, એ જ એમની મહાનતા છે!

[ ૯૯ ]

## ઇશ્વરની વધારે નજીક

૧૯૪૦ના વ્યક્તિગત સત્યાગ્રહ વખતે સત્યાગ્રહ વિષે સૂચનાઓ આપવા અને જવાહરને ત્રીજા સત્યાગ્રહી તરીકે પસંદ કર્યા હોવાથી એમને સત્યાગ્રહની વિગતો સમજાવવા ગાંધીજીએ એમને સેવાગ્રામ બોલાવ્યા હતા. એ વખતનું વાતાવરણ જરા ચિંતાથી ભરેલું હતું. કારણ કે, બધાને ખબર હતી, કે જવાહર અચૂક પકડાવાના જ.

ગાંધીજી જોડે જવાહર વાત કરતા હતા, ત્યાં બા આવ્યાં. અને એમણે જવાહરને આશીર્વાદ આપતાં કહ્યું : 'ભગવાન તમારું રક્ષણ કરે.'

જવાહર તરત જ બા તરફ ફર્યા અને બોલ્યા : 'બા, કયાં છે તમારો ભગવાન ? અને જો એ હોય તો એ ઘસઘસાટ ઊંઘતો હોવો જોઈએ !'

ગાંધીજી ઈશ્વરવિષયક આ ઉલ્લેખ સાંભળીને ખડખડાટ હસી પડ્યા, અને પછી એમણે રાજકુમારી અમૃતકૌર ત્યાં બેઠાં હતા એમને કહ્યું : 'જવાહર તો કહ્યા જ કરે છે, કે એ ઈશ્વરમાં માનતા નથી. પણ ઈશ્વરમાં માનવાવાળા ઘણાના કરતાં તેઓ ઇશ્વરની વધારે નજદીક છે !' એમ કહીને બાપુએ જવાહરની પીઠ થાબડી.

[૭૧]

## આદર્શ શુશ્રૂષાકાર

ગાંધીજીની માફક જવાહર પણ માંદાંની માવજત કરવામાં ખૂબ કુશળ છે. ૧૯૪૨ ના જેલવાસ દરમ્યાન, જ્યારે ડૉ. સૈયદ મહમુદ માંદા પડ્યા, ત્યારે જવાહર ખૂબ કાળજીથી એની સુશ્રુષા કરતા, મોડી રાત સુધી જાગતા અને સવારમાં વહેલા ઊઠીને પોતાના દર્દીને જોઈતી બધી સગવડ કરી દેતા; દવા પણ નિયમિત આપતા.

માત્ર માનવીઓની જ નહિ, પણ પશુપક્ષીઓની પણ શુશ્રૂષા કરવાનો જવાહરને શોખ છે. તેઓ દહેરાદૂન જેલમાં હતા, તે દરમ્યાન એક કૂતરી એમના રહેઠાણ આગળ આવ્યા કરતી. તેની તરફ જવાહરને મમતા થયેલી. એટલે એની ઝીણામાં ઝીણી કાળજી તેઓ રાખતા.

એકવાર એ કૂતરીએ કુરકુરિયાં જણ્યાં. તેમાં એક કુરકુરિયું સખત માંદું પડ્યું. ત્યારે ભૂતદયાની ભવ્ય ભાવનાથી છલોછલ ભરેલા જવાહરે ઊંઘ્યા વિના, રાતદિવસ એની સુશ્રૂષા કરી, અને એ કુરકુરિયું સાજું થયું ત્યારે જ એમને નિરાંત થઈ.

કેવી નિખાલસ ભૂતાનુકમ્પા !

[ ૭૨ ]

## રાજાજીનું સ્વાગત

૧૯૪૨માં રાજાજીએ મુસ્લિમ લીગને પાકિસ્તાન આપી દેવું જોઈએ, એ જાતની જાહેરાત કરી હતી, તેથી ઘણા ભારતવાસીઓ એમની પ્રત્યે નારાજ થયા હતા. આથી તેઓ જ્યા જ્યાં જતા ત્યાં ત્યા એમનું કાળા વાવટાથી સ્વાગત કરવામાં આવતું

એ અરસામાં રાજાજી અલ્લાહાબાદ આવનાર હતા, અને જવાહરના મહેમાન થવાના હતા. હિન્દુ મહાસભાવાદીઓ અને અન્ય કોમવાદી તત્ત્વો એમનું વિરોધ–સ્વાગત કરવા કાળા વાવટાથી સજ્જ હતા. તોફાનના ભણકારા વાગવાથી જવાહરના સાથીઓએ જવાહરને સ્ટેશન પર આવવાની ના પાડી. પણ જવાહર કાંઈ થોડા દેહરખ્ખુ માણસ હતા કે ડરી જાય ! બ્રિટીશ બેયોનેટને હસી કાઢનાર, બ્રિટીશ તુરંગોને મહેલ માનનાર, બ્રિટીશ સોલજરોના હંટરોને હસતે મુખે સ્વીકારનાર જવાહર આમ કાળા વાવટાથી ગભરાય એ કલ્પના બહારની વાત છે.

સાથીઓની વિનવણી છતાં જવાહર, એમના સ્વ

પ્રમાણે, એમના પરમપ્રિય મિત્ર, આજીવન સાથી અને સલાહકાર એવા રાજાજીનું સ્વાગત કરવા અલ્લાહાબાદ સ્ટેશને પહોંચી ગયા.

અલ્લાહાબાદ સ્ટેશન પર હિંદુ મહાસભાવાદીઓ અને તેમના મળતિયાઓ બૂમબરાડા પાડતા મોટી સંખ્યામા હાજર હતા 'રાજાજી પાછા જાઓ!' 'દેશદ્રોહી પાછા જાઓ!' 'મુસલમાનોના મિત્ર પાછા જાઓ!' વગેરે સૂત્રોથી અલ્લાહાબાદ સ્ટેશનનું વાતાવરણ ગાજી રહ્યું હતું. રાજાજી જેવા ગાડીમાંથી ઊતર્યા કે હિંદુમહાસભાના કાર્યકરો કાળા વાવટા લઈ તેમની સામે દોડી ગયા!

જવાહર આ દશ્ય જોઈ શક્યા નહિ. તેમનો દિમાગ હાથમા રહ્યો નહિ તેઓ આવેશમાં આવી ગયા અને આવેશમા ને આવેશમાં એમણે હિંદુમહાસભાના કાર્યકરોના હાથમાથી વાવટા ખૂચવવા માંડ્યા અને કેટલાકના વાવટા પકડી તેમને આગળ વધતા અટકાવ્યા. અને એમણે આવેશમાં આવી બુલંદ અવાજે હિંદુમહાસભાના સ્વયંસેવકોને પડકાર કરતાં કહ્યું: 'રાજાજી મારા મહેમાન છે. એમના રાજકીય વિચારો ભલે તમારે ગળે ન ઊતરે, પણ તેઓ દેશના નરરત્ન છે. આવા મહાપુરુષનું અપમાન હું હરગિજ નહીં થવા દઉં!'

જવાહરે જરા કડક શબ્દોમાં કહ્યું, એટલે હિંદુમહાસભાવાદીઓ ઉશ્કેરાયા અને જવાહરની સામે થયા.

અલ્લાહાબાદના લોકોનો જવાહર માટેનો પ્રેમ તો

ઘણો જાણીતો હતો. એમને લાગ્યું કે આ લોકો વિના કારણે ભારતના આ લાડીલાને હેરાનપરેશાન કરે છે, એટલે અલ્લાહાબાદની વિરાટ જનતાએ તો પેલા કાળા વાવટાવાળાઓને ઝૂડવા જ માંડયા. પણ જવાહર તરત જ વચ્ચે પડયા, અને ગુસ્સે થઈને એમણે કહ્યું: 'હું આ લોકોને માર પડે તે સહન નહિ કરું, કારણ કે એ લોકો બે કલાકથી અહીં શું કરી રહ્યા છે તેની એમને ખબર નથી. મને ખરેખર, આ અક્કલમંદોની દયા આવે છે!'

આમ કહી જવાહરે વચ્ચે હાથ નાંખ્યો એટલે બે-ત્રણ લાડીઓ એમને પણ પડી ને એ પણ જરા ઘવાયા. તરત જ મારામારી બંધ થઈ, તોફાન શમી ગયું, રાજાજી સહીસલામત આનંદભુવન પહોંચ્યા અને કાળા વાવટાવાળાઓ શાંત થઈ પાછા ફર્યા.

[ ૭૩ ]

## અદમ્ય ઊર્મિશીલતા

૧૯૪૫માં જવાહર જેલમાંથી છૂટયા પછી પહેલી વાર બનારસ ગયા હતા. ત્યાં, એમના દર્શનાર્થે, લોકોની જબરી ભીડ જામી હતી. આખા દિવસના ભરચક કાર્યક્રમ પછી, ત્યાંના ટાઉનહોલની વિરાટ સભામાં દોઢેક કલાક સુધી ભાષણ કર્યા પછી જવાહર મોટરમાં કલાભવન તરફ જતા હતા. કલાભવનમાં એમનું ભાષણ ને સ્વાગત થવાનું હતું.

મોટરમાંથી એમણે જોયું કે થોડી સ્ત્રીઓ ટોળામાં અટવાઈ ગઈ છે, અને ભીડમાં ધક્કા ખાયા કરે છે. એટલે, એમના સ્વભાવ પ્રમાણે, જવાહર મોટરમાંથી કૂદી પડયા, ભીડમાં પહોંચી ગયા ને સ્ત્રીઓને બચાવી લીધી.

ભીડ એટલી હતી કે જવાહર ગાડીમાંથી કૂદી પડયા, તેની મોટર હાંકનારને પણ ખબર ન રહી. ગાડીવાન તો ખાલી ગાડી લઈને કલાભવન પહોંચ્યો. એટલે કલાભવનના સંચાલક મોટરને જોતાં, મોટર પાસે જઈને પૂછવા લાગ્યા: 'જવાહરલાલજી, અમને કેટલો સમય આપશો?' પણ એ ગાડીમાં જવાહર હતા જ નહીં, પછી કોણ જવાબ આપે? ગાડીવાન કહે: 'મોટરમાં બેઠા છે.'

બધા મૂંઝાયા: જવાહરનું શું થયું? એટલામાં તો જવાહર વાજતેગાજતે ત્યાં આવી પહોંચ્યા!

જવાહરને જેવી રીતે ભીડમાં ઘૂસતાં આવડે છે, તેવી જ રીતે ભીડમાંથી નીકળતાં પણ આવડે છે. લોકોને ધક્કા મારતા, ધમકાવતા, વચમાં આવનાર પર ગુસ્સો કરતા તેઓ તીરની જેમ બહાર નીકળી આવે છે. જવાહર આવ્યા ત્યારે એમનો ગુસ્સો ચાલુ જ હતો. એમની લોકો પરની ચીઢ તે દિવસે તો ગઈ જ નહિ જોકે એમણે સ્ત્રીઓને ભીડ માંથી બહાર કાઢીને બચાવી હતી, તેનો આત્મસંતોષ હતો, છતાં પણ એમનો રોષ, એમનો ગુસ્સો, એમનો દિમાગ જેવો ને તેવો જ હતો!

જવાહર આમ તો ઠરેલ અને વિવેકશીલ છે, છતાં તેઓ ઉગ્ર સ્વભાવના અને વધુ પડતા ઊર્મિશીલ પણ છે. ઊર્મિ જાગ્યા પછી એને તેઓ રોકી શકતા નથી!

[ ७४ ]

## કૌન હૈ પંડિતજી ?

૧૯૪૬માં, દહેરાદુનમાં, અખિલ ભારત કોંગ્રેસ સમિતિની સભા મળી હતી. જવાહર કોંગ્રેસ પ્રમુખ હતા. સભામંડપની આસપાસ લોકોની બેસુમાર ગિરદી હતી. સ્વયંસેવકો એને વ્યવસ્થિત રાખવા મથતા હતા. એવામાં જવાહર દૂરથી આવતા દેખાયા. એટલે સ્વયસેવકોએ શોરબકોર કરી મૂક્યો : 'રાસ્તા દીજિયે. પંડિતજી આ રહા હૈં, રાસ્તા છોડિયે, પંડિતજીકો આને દીજિયે.'

જવાહરે જોયું કે સ્વયંસેવકો લોકોને ધક્કા મારીને પોતાને માટે માર્ગ કરી રહ્યા છે. એટલે એમણે દોડી જઈને ફરજ પરના એક સ્વયંસેવકને બોચીમાંથી પકડ્યો ને કહ્યું : 'કયા કર રહે હો ? લોકોંકો ધક્કે મારતે હો ? સ્વયંસેવક હોકે ઐસા કરતે તુમ્હેં શર્મ નહિ આતી ? ઓર કૌન હ વહ, જિસે તુમ પંડિતજી પંડિતજી કરકે પુકારતે હો ? ચલે જાવ યહાંસે,' કહીને સ્વયસેવકને ધક્કો મારી દૂર ધકેલી દીધો.

[ ૭૫ ]

## બાળક જેવા જવાહર

**વર્ધામાં** કોંગ્રેસની કારોબારીની સભા મળી હતી. એ કારોબારીની સભામાં પોતાની વાત રજુ કરવા લાહોરથી એક શીખ પ્રતિનિધિમંડળ આવ્યું હતું. એમાંથી એક સભ્યે, કંઈક ગરમાગરમ ચર્ચા થવાથી, કોંગ્રેસ કારોબારીને પૂછ્યું: 'શું કોંગ્રેસ પણ અંગ્રેજોની જેમ જબરજસ્તી અને લડાઈની નીતિને અનુસરવાની છે? અને એવી બ્રિટીશ નીતિનો પ્રયોગ શીખો પર થવાનો છે?'

જવાહરલાલ એ સમયે કોંગ્રેસ પ્રમુખ હતા. તેઓ આ ઉદ્ધત પ્રશ્નથી ખૂબ ગરમ થઈ ગયા અને બોલ્યા: 'હા, અમે અંગ્રેજોની જબરજસ્તી અને જુલમની નીતિને અનુસરવાના છીએ. કહો, તમારે શું કહેવું છે?'

બધા દંગ થઈ ગયા. હમણાં શાખપ્રતિનિધિમંડળ ઉશ્કેરાઈ જશે એમ સૌને લાગ્યું. ત્યાં ગાંધીજીની મુખમુદ્રા પર હાસ્ય ફરી વળ્યું. એક ક્ષણ પછી ગાંધીજી સામે જોઈને જવાહર પણ હસી પડયા. એમનો ઉશ્કેરાટ ખતમ થઈ ગયો.

ગાંધીજીએ શિખપ્રતિનિધિમંડળને પોતાની લાક્ષણિક રીતે કહ્યું: 'આ જવાહર તો હજીય બાળક જેવા છે!'

તરત જ ઘડી પહેલાંનું તંગ વાતાવરણ પ્રફુલ્લિત બની ગયું.

[ ૯૬ ]

## યોગ્ય સ્થાને યોગ્ય વ્યક્તિ

જવાહરે જ્યારે ૧૯૪૬માં વડાપ્રધાન તરીકેનો હોદ્દો સ્વીકાર્યો, ત્યારે એમણે એમના મિત્ર શ્રીપ્રકાશને અમસ્તા પૂછી નાખેલું કે 'તમને નનકાણ્ના પ્રતિનિધિ તરીકે નેપાલ મોકલીએ તો તમે જશો ખરા ?'

શ્રીપ્રકાશે જવાબદારીભર્યું કામ લેવાની ના પાડી અને મજાકમાં જ કહ્યું: 'ન કરે નારાયણ, અને પાકિસ્તાનની રચના થાય, તો સ્વતંત્ર ભારતનો પ્રથમ રાજદૂત બનીને હું પાકિસ્તાન જઈશ.' એ વખતે તો શ્રીપ્રકાશજીને સ્વપ્નમાં પણ ખ્યાલ નહોતો કે પાકિસ્તાનની રચના થશે.

પછી તો માઉન્ટબેટનની યોજના સ્વીકારાઈ, એટલે ૧૯૪૭ ના ઑગસ્ટમાં જવાહરે શ્રીપ્રકાશને બનારસ ટ્રંકકૉલ કરીને કહ્યું: 'તમે હિન્દના રાજદૂત બનીને પાકિસ્તાન જવાનું મને એકવાર વચન આપ્યું હતું, તો તમારું એ વચન પાળો. ને ૧૪મી તારીખે, હિન્દના રાજદૂત તરીકે કરાંચી પહોંચી જાઓ.'

શ્રીપ્રકાશજી દિલ્હી ગયા, અને પોતે તો મજાકમાં

૭૭.]

## પૂર્વગ્રહથી મુક્ત

જવાહર ઘણીવાર અમુક મત બાધી બેસે છે, પણ સામા પક્ષની ચર્ચા ને દલીલો સાભળીને પોતાનો મત ફેરવતા એમને વાર લાગતી નથી જ્યારે ગાધીજીએ યરવડા જેલમા હરિજનો માટે ઉપવાસો કર્યા, ત્યારે જવાહર પણ જેલમા હતા અને એ વખતે એમને ગાધીજી મોટી ભૂલ કરી રહ્યા છે, એમ લાગેલુ. પર તુ પાછળથી જવાહરે જેમ જેમ ગાધીજીના નિવેદનો વાચ્યા, તેના પર શાત ચિત્તે વિચાર કર્યો, ત્યારે જવાહરને ગાધીજીની મુત્સદ્દીગીરી અને અવનવી કાર્યશક્તિની તથા દેશની નાડ પારખવાની અમોઘ શક્તિની સમજ પડી

તેવી જ રીતે ૧૯૪૨ મા ગાધીજીએ જ્યારે 'હિન્દ છોડો'નુ આદોલન ઉપાડ્યુ, અને ક્રિપ્સ દરખાસ્તને કોગ્રેસે નકારી કાઢી, ત્યારે પણ જવાહર સરકાર સામે કોઈ પણ જાતના સીધા પગલા લેવાની કે સામુદાયિક સત્યાગ્રહ કરવાની સદ તર વિરુદ્ધ હતા એમને એમ થતુ હતુ કે પ્રયત્ન કરીએ તો વાટાઘાટથી જરૂર સમજૂતી થઈ જાય અને જાપાન વિરોધી મોરચો માડી શકાય

પરન્તુ જવાહર વધી ગયા, અને ગાંધીજીએ સામુદાયિક સત્યાગ્રહ વિષે દલીલો કરી, ત્યારે જવાહરને સત્યાગ્રહ અનિવાર્ય લાગ્યો. તે એટલે સુધી કે મુંબઈમાં ગાંધીજીએ વાઈસરૉયની મુલાકાત માગી, ત્યારે જવાહરલાલે કહ્યું: 'ના, ના, આપણે હવે મુલાકાત જોઈતી નથી. એમની જોડે વાટાઘાટ કેવી? આપણે આપણું પોતાનું (સત્યાગ્રહનું) કામ કરો ને!'

એ જ પ્રમાણે આઝાદ હિન્દ ફોજ એ જાપાનના એજંટો છે, એમ માની શરૂઆતમાં જવાહર એ વિષે ઉત્સાહી નહોતા, એટલું જ નહિ, પણ એનો વિરોધ પણ કરતા હતા. પણ જ્યારે એમના જાણવામાં સાચી હકીકત આવી એટલે જવાહર આઝાદ હિન્દ ફોજના સૈનિકોનો બચાવ કરવા એક બૅરિસ્ટર તરીકે જાતે ઊભા રહ્યા અને દિલ્હીના લાલ કિલ્લામાં ચાલેલ એ કેસમાં એમણે એમની દેશભક્તિની ખૂબ તારીફ કરી. જવાહર સદાય પોતાના મનને મોકળું રાખે છે; અને એમાં ક્યારેય પૂર્વગ્રહને પેસવા દેતા નથી.

[ ૭૯ ]

## જીવનનો સર્વાંગીણ રસ

૧૯૪૬ ની ગરમીની ઋતુ હતી. વિલાયતથી બ્રિટીશ મંત્રીમંડળના પ્રતિનિધિઓ હિન્દ જોડે સ્વરાજ્ય વિષે વાટાઘાટો કરવા આવ્યા હતા. જુદા જુદા રાજકીય પક્ષો વચ્ચે વાગ્યુદ્ધ ચાલ્યાં કરતા હતા. વાતાવરણ ઘણું જ તંગ હતું. એ સમયે એક બ્રિટીશ અમલદારે જવાહરને મળવા ઇચ્છા દર્શાવી.

જવાહરે દિવસ અને સમય નક્કી કરીને લખી જણાવ્યા, પરન્તુ વાતાવરણ રોજ–બ–રોજ નવો નવો પલટો લેતું હતું. આથી પેલા અમલદાર જે વિષય પર વાતચીત કરવા ઇચ્છતા હતા, એ વિષયે એવો પલટો લીધો કે એ વાતચીત હવે અગત્યની રહી નહીં. છતાં પેલા અમલદાર મુકરર સમયે જવાહરલાલને મળ્યા. ને એમની સામે પોતાની મુસીબત રજૂ કરતાં એમણે કહ્યું: 'આ પરિસ્થિતિમાં આપ જેવા મહાન પુરુષનો અગત્યનો સમય હું બરબાદ કરવા માગતો નથી. તેથી આપની રજા લઉં છું.'

'નારે ના! એમ જવાય કે ? આ મુલાકાત તો આપણે

પહેલેથી નક્કી કરી રાખી હતી ગજકારણ સિવાય બીજી વાતોનો ક્યા તોટો છે? તમે જ કહો, કયા વિષય પર વાત કરીએ '

જવાહર ગમે તે વિષય પર વાતચીત કરવા તૈયાર હતા જવાહરને જેટલો ગજકારણમા રસ છે તેટલો જ જીવનના અનેક વિષયોમા રસ છે

પેલા અમલદારે બીતા બીતા કહ્યુ 'તમે યોગસાધના કરો છો, એમ મે સાભળ્યુ છે તો એની પર વાતચીત કરીએ કારણ કે, મને પણ યોગ–આસનો વગેરેમા રસ છે '

જવાહર તરત જ કબૂલ થયા એમણે યોગ વિષે વાતો કરવા માડી, ત્યારે પેલા અમલદારને લાગ્યુ કે જવાહર જાણે રાજકારણને સાવ ભૂલી ગયા છે, અને યોગ સિવાય બીજા કશામાય તેઓ રસ ન ધરાવતા હોય તેમ યોગની વાતો એક નિષ્ણાતની જેમ કરે છે

જવાહરે તો પેલા અમલદારને પ્રાણાયામના પ્રયોગો પણ કરી બતાવ્યા ! શીર્ષાસન કરી બતાવ્યુ, અને બીજા એક–બે આસનો પણ કરી બતાવ્યા

આવો છે જવાહરનો સર્વાંગીણ રસ !

[ ૭૯ ]

## બાપુ પ્રત્યેનો પ્રેમ

**જવાહરનો** ગાંધીજી માટેનો અથાગ પ્રેમ જગજાહેર છે. ૧૯૪૬–૪૭મા જ્યારે આઝાદીની આશા બંધાઈ ત્યારે ગાંધીજીનુ હૃદય તો કોમી રમખાણોને લીધે ખૂબ દ્રવતું હતું. બાપુ તો દિલ્હી છોડીને નોઆખાલીની કોમી આગ બુઝાવવા એકલા એકલા દોડી ગયા હતા. જવાહરની તે વખતની મનોદશા બહુ કરુણ હતી. ગાંધીજીનું શુ થશે, એ ચિન્તા એમના હૃદયને સતત કોરી ખાતી હતી. ગાંધીજીએ નોઆખાલીમાં એકલા પગપાળા ફરવાનો નિર્ણય લીધો, ત્યારે બાપુના એ માનસપુત્રનું હૃદય ખૂબ અકળાયુ, અને વધુ વિચાર કરવા થોભ્યા વગર જવાહર સ્વયં નોઆખાલીના શ્રીરામપુર નામના ગામડામાં પહોંચી ગયા. એમનું દિલ વેદનાથી ભર્યું હતું.

ત્યાં સવારના સાડા સાત વાગે જવાહરે બાપુને વાંસનો પુલ ઓળંગવાની તાલીમ લેતા જોયા. બાપુને ખુશમિજાજમાં જોતાં જ જવાહરના હૃદય પરથી જાણે હિમાલય જેટલો ભાર ઊતરી ગયો. એમનું હૃદય હળવું થઈ ગયું, અને

તેઓ ખૂબ ઉલ્લાસમાં આવી ગયા અને એક છલંગે વાંસનો પુલ ઓળંગી ગયા. ગાંધીજીએ પણ જવાહરને ગાઢ આ લિંગનમાં જકડી લીધા.

વાતો કરતાં કરતાં બધા બાપુને ઉતારે પહોંચ્યા. જવાહરે બાપુની તબિયત વિષે ઝીણામા ઝીણી વિગતો પૂછી. પૂછતાં પૂછતાં જવાહરને ખબર પડી કે, બાપુને માટે જે કમોડ ત્યાં લાવવામાં આવ્યુ હતું, તે પોતાને વાપરવા આપવામા આવ્યુ હતું.

જવાહરે ગુસ્સે થઈને મનુ ગાંધીને કહ્યું:

'તને એટલી પણ અક્કલ નથી કે બાપુને કેટલી' તકલીફ પડશે! બાપુનું કમોડ હું શી રીતે વાપરી શકું ? હું કંઈ એવો નાજુક આદમી થોડો છું ?'

મનુ ગાંધીએ પોતાનો બચાવ કરતાં કહ્યું: 'બાપુએ જ મને આ લાવવા કહ્યુ છે, એટલે તો હું લાવી છું'

એટલે જવાહર તો વધુ ચિઢાયા એમણે વિશેષ દુખભર્યા અવાજે કહ્યું: 'બાપુની નારાજી તારે સહી લેવી જોઈએ. બાપુને સંભાળવાની જવાબદારી તારી છે. એમને કયારે શાની જરૂરિયાત છે, એ જોવાની ફરજ પણ તારી જ છે ને? બાપુ તો એવા છે કે, પોતે તકલીફ સહન કરી લે, પણ બીજાની બધી જરૂરિયાતો તરફ ધ્યાન આપે. આવી રીતે બાપુની જરૂરિયાતની ચીજો તારે બીજા કોઈને ન આપવી જોઈએ. હું તો છું જુવાન આદમી હું તો ગમે ત્યાં જઈશ. ભલેને બાપુ તને મારી નાખે, તેથી ડરવાનું

કામ નથી પણ બાપુ તને મારી નહિ નાખે તેની તું ખાતરી રાખજે ।'

આ વાકય બોલતા બોલતાં જવાહરની નાગજી ચાલી ગઈ. અને વડીલો જે રીતે બાળકો પર ગુસ્સો કર્યા પછી તેને મનાવી લે છે તેવી રીતે મનુ ગાધીને મનાવતા જવાહરે પોતાની લાક્ષણિક રીતે કહ્યુ : 'જા, બાપુને કહેજે કે જવાહરે જ મને મના કરી છે એટલે હુ લાચાર છું.'

કેટલો અગાધ પ્રેમ ! બાપુને માટે કેવી ઝીણવટભરી ચિતા ! બે દિવસ ત્યા રહી, બાપુની પાસેથી પ્રેરણા લઈ ભારે હૈયે જવાહરે દિલ્હીનો માર્ગ લીધો. ગાધીજી અર્ધે રસ્તે એમના આ માનસપુત્રને વળાવવા ગયા અને વિદાય વેળાએ ખૂબ પ્રેમથી જવાહર પોતાના માનસપિતાને ભેટ્યા અને એમની આસુભરી વિદાય લીધી

## [૯૦]

## હિંમત હાર્યે કેમ ચાલે?

**૧૯૪૭ના** ઑગસ્ટની આખરમાં અને સપ્ટેંબરમા હિન્દમા અને પાકિસ્તાનમાં જે અત્યંત શરમજનક બનાવો બન્યા અને ભીષણ હત્યાકાડ થયો, તેમ જ નાદીરશાહીનું જે પુનરાવર્તન થયું, તેણે ભલભલાના હૈયાને નિશ્ચેતન બનાવી દીધાં. નિર્દોષ સ્ત્રીઓ ને નિરાધાર બચ્ચાંઓ પર જે રાક્ષસલીલા ને હેવાનિયત ગુજરી, એ નજરે જોનાર માનવીને પાગલ બનાવી દે એવી હતી

એ વખતે જવાહર અને પાકિસ્તાનના ભારતીય રાજદૂત શ્રીપ્રકાશ સ કટગ્રસ્ત વિસ્તારોમાં જાતતપાસ માટે નીકળ્યા હતા. એમની સાથે પાકિસ્તાનના વડાપ્રધાન લીયાકતઅલીખાન પણ હતા. શ્રીપ્રકાશ તો આ બધી તાડવલીલા જોઈ ને, જાણે હમણા રડી પડશે, હમણા રડી પડશે, એવા બની ગયા હતા! એમનું હૃદય ખૂબ ભરાઈ આવ્યું હતુ. માનવીની હેવાનિયત અને શરણાર્થીઓની હૃદયવિદારક દશા જોઈ ને એમનુ હૃદય જાણે પીગળીને આસુ મારફત વહી જવા ઇચ્છતું હતું. પ્રવાસ પૂરો કરી જવાહર, લિયાકત અને શ્રીપ્રકાશ ગવર્નરના મહેલમા ગયા. જવાહર પણ અત્યંત દુઃખી હતા, છતા એમણે હિ મત અને ગાંભીર્ય જાળવી રાખ્યાં હતા.

શ્રીપ્રકાશમાં તો એક અક્ષર પણ બોલવાની શક્તિ નહોતી. તેઓ તો એક ખૂણે જઈ માથું નીચું કરી, મોઢે રૂમાલ દઈને બેસી ગયા જવાહર થોડે દૂર હતા, પણ શ્રીપ્રકાશની દશા સમજીને તેઓ એમની પાસે ગયા.

જવાહરનું હૈયું ભારે હતું. આ અણચિંતવી પરિસ્થિતિથી તેઓ પણ ખૂબ આકુળવ્યાકુળ થઈ ગયા હતા. પણ એમનામા ખામોશવૃત્તિ તથા સહનશીલતાની માત્રા શ્રીપ્રકાશના કરતા પ્રમાણમા વધુ હતી

જવાહરની આખી જિંદગી આવા રોમહર્ષણ અને હૃદયવિદારક બનાવો વચ્ચે જ પસાર થઈ હતી જવાહર ધીમેથી શ્રીપ્રકાશની પાસે બેઠા ને અત્યંત લાગણીથી એમની પીઠ પર હાથ ફેરવતા બોલ્યા: 'ભાઈ પ્રકાશ! હવે શોક કરીને બેસી રહેવું કેમ પરવડે? આપણી પાસે બે રસ્તા છે: કા તો આપણે હારી બેસીએ ને પરાજય કબૂલ કરીએ, અથવા તો આપણા સહિયારા પ્રયત્નથી પરિસ્થિતિને કાબૂમાં લઈએ. બોલો, હાર કબૂલવી છે? શેતાનિયતની સામે શિર ઝુકાવવું છે? કે મર્દની જેમ એનો સામનો કરીને એનું નિયંત્રણ કરવું છે?'

જવાહરના આટલા શબ્દો નાસીપાસ થયેલા શ્રીપ્રકાશજીને ઉત્સાહિત કરવા ને એમની નિરાશાને હઠાવવા માટે પૂરતા હતા. એમના હતાશ થતા હૃદયમાં જોમ આવ્યુ, ને એમણે જવાહરને કહ્યું: 'બસ! મને હવે હિંમત આવી છે. તમારાં પ્રેરક અને પ્રેમાળ વચનો માટે ધન્યવાદ!'

[૮૧]

## હિંમતેમર્દા

**૧૯૪૭ની** સાલ હતી. ઓગસ્ટ મહિનો હતો. દિલ્હી શહેર, પંજાબથી આવેલા નિરાશ્રિતોથી ખીચોખીચ ભરાઈ ગયું હતું. મુસ્લિમોની જુલમશાહીની, નાદાનિયતની અને હેવાનિયતની વાતો કરીને નિરાશ્રિતો દિલ્હીના તંગ અને કલુષિત વાતાવરણને વધુ તંગ બનાવતા હતા.

નગ્ન સ્ત્રીઓનું સરઘસ કાઢ્યું; માસૂમ બચ્ચાંઓને માબાપની સામે જીવતાં માર્યાં; માનવીને જીવતાં ને જીવતાં સળગાવી દીધાં—એવી એવી વાતોથી દિલ્હી શહેરનું વાતાવરણ ખૂબ તંગ બની ગયું હતું. હવામાં ખૂબ ઉશ્કેરાટ હતો.

એવામાં એકાએક ભડકો થયો. મુસ્લિમો અને હિંદુઓ વચ્ચે દિલ્હી શહેરમાં ભારે રમખાણ થયું. પોલીસ જાણે અદૃશ્ય થઈ ગઈ હતી. દિલ્હીમાં જાણે ગુંડા ને લૂંટારુઓની સત્તા જામી ગઈ હતી.

પણ જવાહર આ તંગ વાતાવરણમાં હિંમતથી બધે ફરતા હતા. દિલ્હીના જાણીતા લત્તાઓમાં લૂંટારુઓ મુસ્લિમોની દુકાનો તોડી છડેચોક માલની લૂંટ કરતા હતા.

જવાહરે એ જોયું, ને પોતાની ગાડીમાંથી એ નીચે કૂદી પડયા. એ એક લૂંટારુની પાછળ દોડયા ને એને પકડયો. પેલાએ છટકવા માટે બહુ ફાંફાં માર્યાં, પણ જવાહરના લોખંડી પંજાની પકડ એટલી મજબૂત હતી, કે એ બિચારાથી જરાય છટકી શકાય એમ નહોતું. જવાહરે તરત જ એને પોલીસને હવાલે કર્યો.

એ રમખાણ વખતે, એક બીજે પ્રસંગે, જવાહર એક લત્તામાથી પમાર થતા હતા. ત્યાં એમણે એક શીખને ખુલ્લી તલવારે મુસ્લિમ ઉપર ઘા કરતો જોયો. શીખની જોડે ઉશ્કેરાયેલું ટોળું હતુ, ને એ શીખને ઉત્તેજન આપતુ હતું. જવાહર તત્ત ગાડી ઊભી રાખી કૂદી પડયા, ને ટોળામાથી માર્ગ કરી સીધા પેલા શીખ પાસે જઈ, એક ઝાપટ મારી એના હાથમાંથી તલવાર ખૂંચવી લીધી. ને એને બોચીમાંથી પકડયો.

જવાહરનું સાહસ જોઈ આસપાસના લોકો તાજુબ થઈ ગયા. જવાહરે પોતાના જાનનું જોખમ વહોર્યું હતું. પેલો ક્રોધે ભરાયેલો, ઉશ્કેરાયેલો શીખ જવાહરને આવેશમાં તલવાર મારી બેસત તો? પણ જવાહર જાનને જોખમે પણ નિર્દોષની મદદ કર્યા વગર રહી શકતા નથી.

જવાહર તો હિંમતેમર્દ છે!

[ ૮૨ ]

## ' તમારા વડા પ્રધાનને નથી ઓળખતા ? '

**૧૫મી** ઑગસ્ટનો અતિહાસિક દિવસ હતો. હિન્દની આઝાદીનો એ ભવ્ય દિવસ! શહેરનો માનવમહેરામણ તે દિવસે હર્ષને હિલોળે ચઢ્યાં હતો. વાતાવરણમાં અદમ્ય આશાવાદ હતો, અપરિમિત ઉત્સાહ હતો, અને દેશને માટે કંઈક ને કંઈક કરી છૂટવાની તમન્ના હતી હિન્દની જનતા જે સુવર્ણ દિનની વર્ષોથી રાહ જોઈ રહી હતી, તે સુવર્ણ દિન આજે ઊગ્યો હતો.

દિલ્હીના ઐતિહાસિક લાલ કિલ્લા પર હિન્દના વડા-પ્રધાન પંડિત જવાહરલાલ નેહરુના હાથે ધ્વજારોપણ થવાનું હતું. પ્રતિક્ષણે જવાહરના આગમનની પ્રતીક્ષા કરતી દિલ્હીની વિરાટ જનમેદનીએ લાલ કિલ્લાની તસુએ તસુ જમીન રોકી દીધી હતી.

જવાહરલાલના જીવનની એક વિશેષતા એ છે કે એમને માણસો ખૂબ ગમે છે. અને વિરાટ માનવમહેરામણ જોઈને તેઓ ભારે ઉલ્લાસમાં આવી જાય છે, એટલું જ નહિ પણ એમના હૃદયના તારો ઝણઝણી ઊઠે છે. જેમ જવાહરને

માનવમેદની પ્રિય છે, તેમ જ માનવમેદનીને જવાહર પ્રિય છે માનવમેદનીના જયનાદથી જવાહર સંતોષની લાગણી અનુભવે છે અને જનતા સાથે તાદાત્મ્ય સાધી તેમની સાથે એકાકાર થઈ જાય છે. જવાહરલાલની લોકપ્રિયતાનુ આ એક મુખ્ય કારણ છે જવાહર જેટલા હિન્દની પ્રજાને ઓળખે છે, તેટલા જ પ્રમાણમા હિન્દની પ્રજા પણ પોતાના આ લાડીલા નેતાને પિછાને છે અને પ્રજા અને નેતા વચ્ચેના આ વિરલ અદ્વૈતથી સ્વતંત્ર હિન્દે આઝાદીની દિશામા અસાધારણ પ્રગતિ કરી હતી

જવાહરના નિવાસસ્થાનથી લાલ કિલ્લા સુધી જવા માટેના માર્ગ વિશે પ્રથમથી નિશ્ચિત વ્યવસ્થા કરવામા આવી હતી અને તે માટે વડાપ્રધાનની સંમતિ પણ મેળવી લેવામા આવી હતી

આ ભવ્ય ઉજવણી અંગેની સમગ્ર વ્યવસ્થા એક પંજાબી અધિકારીના હાથમા હતી સવારે જ્યારે તેણે જોયુ કે જનતાના અદમ્ય ઉત્સાહ અંગેની તેની ગણતરી ખોટી પડી છે, અને રસ્તાઓ દર્શનઘેલા સ્રીપુરુષોથી ખીચોખીચ ભરાઈ ગયા છે ત્યારે તેણે, જવાહરને તકલીફ ન પડે તથા એમની સગવડ સચવાય એ હેતુથી, એમનો પ્રથમ નિર્ણીત માર્ગ બદલી નાખ્યો. એ વિશે જવાહરની સંમતિ લેવાનુ તેને જરૂરી ન લાગ્યું એ પ્રકારની સંમતિ લેવા માટે હવે એ અધિકારી પાસે પૂરતો સમય પણ નહોતો

જવાહરની મોટર તેમના નિવાસસ્થાનેથી લાલ કિલ્લા

તરફ જવા નવા નક્કી થયેલા માર્ગ પરથી હંકારાઈ. જવાહરને તો આ નવી વ્યવસ્થાની કશી ખબર જ નહોતી. સ્થાન પરપહોંચતા જ તેમણે રોષિત થઈને પૂછ્યું: 'આ ફેરફાર કોણે કર્યો ?'

સાવ અણધારી રીતે જવાહરનો આવો ઉગ્ર દિમાગ જોઈને પેલા પંજાબી અધિકારીના પગ ઢીલા થઈ ગયા તેનું મોં ઊતરી ગયું. જવાહરના પ્રશ્નનો શું જવાબ આપવો એ તેને સૂઝ્યું નહિ. તેની બુદ્ધિ જાણે બહેર મારી ગઈ. છતાં થોડીવારે સ્વસ્થતા મેળવી, તેણે વિવેકબુદ્ધિથી ધીમેથી આગળ આવીને જવાહરને કહ્યું: 'આ ફેરફાર મેં મારી અંગત જવાબદારી પર કર્યો છે'

જવાહરના ગુસ્સાએ માઝા મૂકી. એ રાતાપીળા થઈ ગયા એમનાં ભવાં ચઢી ગયાં. એમનો અત્યાર સુધી મહા મુસીબતે દબાઈ રહેલો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠયો. એમણે ગુસ્સામાં ને ગુસ્સામાં કહ્યું: 'તમને આજથી બરતરફ કરવામાં આવે છે!'

સમારંભ ચાલુ થયો. ધ્વજારોપણવિધિ અને ભાષણો પૂરાં થયાં. આ બધા સમય દરમ્યાન પેલા અધિકારીનું ચિત્ત વ્યગ્ર બની રહ્યું હતું. એને થયું, બરતરફીનો હુકમ આવે, મારી નાલેશી થાય, એ પહેલાં હું જ શા માટે રાજીનામું આપી સ્વમાનભેર આ હોદ્દો છોડી ન દઉં.

સમારંભ પૂરો થયો. રાજીનામું પણ લખાઈ રહ્યું. જવાહર મંચ પરથી ઊતરી રહ્યા હતા ત્યાં જ પેલા અધિ-

કારીએ આગળ આવીને જવાહર સમક્ષ રાજીનામાનો કાગળ ધર્યો. જવાહર તો ઉત્સાહના આવેગમાં પેલી બરતરફીની વાત સાવ ભૂલી ગયા હતા. જવાહર એ બાબતમાં ખાસ ગંભીર પણ નહોતા. એ તો એમના ક્ષણજીવી ઉગ્ર મિજાજનું એક પ્રદર્શન માત્ર જ હતું. જવાહરે ગંભીરતાથી પેલા અધિકારીને પૂછ્યું: 'આ શું છે?'

અધિકારીએ વિનમ્રતાથી એટલા જ ગંભીર સ્વરે કહ્યું: 'મારું રાજીનામું.'

એક ક્ષણમાં જવાહરને આખી વાત યાદ આવી ગઈ. એમણે અધિકારીના ખભા પર હાથ મૂક્યો અને કહ્યું: 'હું ગુસ્સે તો સહેજ સહેજમાં થઈ જાઉં છું. દિમાગ ગુમાવવો એ તો નેહરુ કુટુંબનો પિતૃદત્ત વારસો છે એ પણ હું સ્વીકારું છું. પણ તમે શું તમારા વડાપ્રધાનને નથી ઓળખતા?'

અને પેલા અધિકારીની સમક્ષ જવાહરલાલે રાજીનામું લખેલા કાગળના ટુકડેટુકડા કરી નાખ્યા. એ ફાડી નાખેલા રાજીનામાની છૂટી છૂટી કાપલીઓ જાણે જવાહરની માનવતાનો, જવાહરની મહત્તાનો, જવાહરની ગુણજ્ઞતાનો તથા જવાહરની ખાનદાની અને મહાનુભાવતાનો વિજયધ્વજ લહેરાવતી હોય એમ લાલ કિલ્લાના વાતાવરણમાં ઊડી રહી.

[૮૩]

## કોમી આગમાં વેદના, વીરતા અને માનવતા

હિન્દના ભાગલા પછીની આ કરુણ કથની છે

જવાહર લાગણીપ્રધાન પુરુષ છે. જ્યારે એમને અપ્રિય એવી કોઈ ઘટના બને છે, ત્યારે એમનું હૃદય ઊકળી ઊઠે છે, વલોવાઈ જાય છે.

જ્યારે હિન્દના ભાગલા પડયા અને પાકિસ્તાનમાં તેમ જ દિલ્હીમાં માનવીની હેવાનિયતનાં એના પૂર્ણ નગ્ન સ્વરૂપમાં દર્શન થયાં, અને ઇન્સાન ઇન્સાન ન રહ્યો, ત્યારે એમના હૃદયમાં પ્રચંડ આઘાત લાગેલો.

એ વખતે જવાહર ખૂબ છછેડાઈ ગયા હતા, ને તંગ બની ગયા હતા. એ સમયે કેટલાક દિલ્હીના માણસો એમની તારીફ કરવા લાગ્યા, ત્યારે જવાહર એકદમ ઉશ્કેરાઈ ગયા ને બોલ્યા : 'મને ખબર નહિ કે મારી તારીફ કરનારાઓ હેવાન છે, ઇન્સાન નથી. આ જોતા નથી, દિલ્હીમાં હેવાનિયત દેખાય છે તે ? અહીં કયાંય ઇન્સાન નજરે પડે છે ? મારા પ્યારા વતનને આ લોકોએ લાંછન લગાડયું છે !'

પછી થોડીવાર રહીને જવાહરે કહ્યું: 'મારે બાપુને મળવું છે, પણ હું શું મોઢું લઈને એમની પાસે જાઉં? એમની સામે હું શી રીતે ઊભો રહું? બાપુ આગળ જતાં શરમથી મારી ગરદન ઝૂકી જાય છે અને મને મારી આ પ્રકારની નિરાધારી અને લાચારીનો વિચાર કરતાં કમકમાં આવે છે.'

*

ઑગસ્ટ મહિનામાં દિલ્હીમાં મુસ્લિમવિરોધી રમખાણો પુરબહારમાં ફાટી નીકળ્યાં હતાં. શીખ અને હિન્દુ નિરાશ્રિતોનાં ટોળાં મુસ્લિમોને પકડી પકડીને મારતા હતા. મુસ્લિમો ત્રાહ્ય ત્રાહ્ય પોકારતા હતા. અને આખું દિલ્હી કોમી ઝનૂનથી પાગલ બન્યું હતું.

ભયગ્રસ્ત મુસ્લિમો પોતાનાં બાળબચ્ચાંને મૂકીને, ટોળાંથી બચવા, મધરાતે જમના નદીમાં કૂદી પડતા. જેટલી જેટલી દિલ્હીની મુસ્લિમ સંસ્થાઓ હતી, તે સઘળી ભયમાં આવી પડી હતી.

દિલ્હીની રાષ્ટ્રીય શિક્ષણસંસ્થા જામિયા મિલિયા, જે ડૉ. ઝાકીર હુસેન જેવા આદર્શ કેળવણીકારના સતત પ્રયત્નથી ઘડાઈ હતી, અને જેણે અનેક રાષ્ટ્રીય મુસ્લિમોને જન્મ આપ્યો હતો, એ સંસ્થાના પ્રોફેસરો અને વિદ્યાર્થીઓ પણ ભારે ભયમાં સપડાઈ ગયા હતા. એ બધા આખી રાત જાગતા રહીને એ સંસ્થાની ચોકી કરતા અને નિઃસહાય અવસ્થામાં ભયભીત ચહેરે બેસી રહેતા. ક્યારે લોકો આવશે, ને માણસોને મારીને સંસ્થાને જમીનદોસ્ત કરી નાંખશે, તેની

જાણે તેઓ રાહ જોતા હતા !

જવાહરને આ વાતની ખબર પડી એટલે તેઓ ત્યાં જવા તૈયાર થયા. પણ જવાહરના મોટરડ્રાઈવરે ત્યાં જવાની ચોખ્ખી ના પાડી. એટલે જવાહર ટેકસી કરીને ત્યાં જઈ પહોંચ્યા, ને જણાવ્યું કે 'હું હવે અહીં જ રહેનાર છું.'

'ક્યાં સુધી ?' ડૉ. ઝાકીર હુસેને સાનંદાશ્ચાર્ય પૂછ્યું.

'જ્યાં સુધી તમારી સંસ્થા પરથી ભય દૂર ન થાય ત્યાં સુધી !'

પછી જવાહર બે-ત્રણ દિવસ એ સંસ્થામા જ રહ્યા ને એ રીતે પોતે સાહસ ખેડીને, પોતાના જાનને હોડમાં મૂકીને, એમણે એ સંસ્થાને બચાવી આવી છે જવાહરની વીરતા.

*

હિન્દના ભાગલા પડયા હતા હિન્દ ને પાકિસ્તાન બન્ને સ્થળોએ ઇન્સાન ઇન્સાન મટી હેવાન બન્યો હતો. આથી શાંતિના પયગામ લઈને જવાહર અને પાકિસ્તાનના તે વખતના વડાપ્રધાન લિયાકતઅલીખાને તોફાની વિસ્તારનો સહપ્રવાસ આરંભ્યો.

બન્ને મહારથીઓ ૧૯૪૭ની પહેલી સપ્ટેમ્બરે આદમ પુર વિમાનઘરે ઊતર્યા. બન્ને વડાપ્રધાનોના સંરક્ષણ માટે ચાર જીપગાડીઓ હાજર હતી, પણ જવાહરે એની સામે વાંધો લીધો. અને જનરલ થીમૈયા, જે એમના સંરક્ષક દળમાં હતા, એમની તરફ ફરીને જણાવ્યુ : 'મારે રખેવાળોની જરૂર નથી.'

'પણ અમારે તો હુકમને તાબે થવાનું હોય છે,' શીખયાએ જણાવ્યું.

'હુકમ ? તો આ છે એમાંથી અર્ધા જ માણસોને હું આવવા દઈશ! મારે તો એટલા પણ જોઈતા નથી, પણ હું તમારા હુકમની આડે આવવા માંગતો નથી.'

પછી અર્ધા માણસોને ઓછા કર્યા, ને જવાહર તથા લિયાકતઅલીખાન કમાલપુરના નિરાશ્રિત કેમ્પમા ગયા

જેવા મુસ્લિમ નિરાશ્રિતોએ જવાહરને જોયા, તેવા જ એ લોકો જોરશોરથી બૂમ પાડવા લાગ્યા : 'આયા જાલિમ! માર ડાલા! લૂટ લિયા!' નિરાશ્રીતોના બૂમબરાડ થી લશ્કરી રખેવાળો ગભરાઈ ગયા ને જવાહરને કાંઈ ન થાય તે માટે, એમને વીંટળાઈને એમની આસપાસ ખડા થઈ ગયા પણ જવાહરે એમને સાફ ના પાડી એમણે રખેવાળોને કહ્યુ ' 'તમે અહીયાં જ રહો હુ હમણા પાછો આવું છું '

અને જવાહર સીધા પહોચ્યા નિરાશ્રિતો પાસે ને તેમની જોડે વાતો કરવા લાગ્યા ગુસ્સે થયેલી એક ડોસીને મીઠા મધ જેવા શબ્દોથી એમણે શાંત પાડી એક બીજા ડોસાને એમણે આશ્વાસન આપ્યું. અને એ રીતે કશા પણ સંરક્ષણ વિના નિરાશ્રિત કેમ્પમા ફરી ઘડી પહેલાના વિરોધી ટોળાને એમણે પ્રેમથી જીતી લીધુ.

પછી બન્ને વડાપ્રધાનો લોકોની ફરિયાદો સાભળતા બેઠા. શીખ અને હિન્દુઓએ એમને કેવી રીતે પરેશાન કર્યા તેની વીતક-વાતો કેટલાક ગુસ્સાથી, કેટલાક કરુણતાથી

રજૂ કરતા હતા એવામાં એક મુસ્લિમ હવાલદાર ઝપ કરતોકને ઊભો થઈ ગયો ને સીધો લિયાકતઅલીખાન પાસે આવીને કહેવા લાગ્યો: 'ગાંધી ઓર નહેરુ હમારે માબાપ હૈ. આપને કયા કિયા? આપને તો હોટલમેં બૈઠ કર પાકિસ્તાન લિયા. આપને કયા કુરબાની કી?'

જવાહરે એને શાંત પાડયો

જ્યારે જવાહર અને લિયાકતઅલી એ કેમ્પમાથી રવાના થવા તૈયાર થયા ત્યારે, 'જાલીમ આ ગયા'નાં સૂત્રોને બદલે એ જ મુસ્લિમ નિરાશ્રિતોએ, 'વઝીરે આલમ હિન્દોસ્તાન ઝિન્દાબાદ' નાં બુલંદ સૂત્રોથી એમને વિદાય આપી.

ત્યાંથી જવાહર ને લિયાકતઅલી હોશિયારપુર જતા હતા રસ્તામાં હજારો હિન્દુઓ અને શીખો એમની આતુર નયને રાહ જોતા હતા. પણ જવાહરે એક માણસને ત્યાં મોકલીને એમને કહેવરાવ્યું કે 'જવાહર ખૂનીઓનાં ને હત્યારાઓના મુખ જોવા માંગતા નથી એ લોહીતરસ્યા નરોને મળવાની એમને જરાય ઇચ્છા નથી' પણ પેલા લોકો તો જવાહર જેવા પ્રતિભાશાળી અને પુણ્યાત્માનાં દર્શન કેઈ પણ ભોગે કરવા તલપાપડ થઈ રહ્યા હતા. એટલે જવાહર આવ્યા તેવા જ 'જવાહરલાલજીકી જય', 'મહાત્મા ગાંધીજીકી જય', 'હિન્દુસ્તાન ઝિન્દાબાદ'નાં ગગનભેદી સૂત્રોથી એમણે જવાહરને વધાવ્યા પણ જવાહરનો રોષ એ સાભળીને વધારે પ્રદીપ્ત થયો

જવાહરે કહ્યુ : 'તમે લૂંટારા છો, હત્યારા છો, હેવાન

છો. તમારી હિંસાનો સરકાર બરાબર સામનો કરશે.'

એમણે પોતાનો અવાજ જરા વિશેષ ઊંચો કરીને જણાવ્યું: 'એક ક્ષણ પણ આ તમારા અત્યાચારો હું બરદાસ્ત નહિ કરું. હું તમને તોપને ગોળે ઉડાવી દઈશ. હું તમારી ઉપર આસમાનમાંથી બૉંબવર્ષા કરીશ. હું તમારી યોજનાઓ મિટ્ટીમાં મિલાવી દઈશ.'

જવાહરનો પુણ્યપ્રકોપ આમ સોળે કળાએ પ્રજ્વળી ઊઠયો, અને પરાકાષ્ઠાએ પહોંચ્યો, છતાં આટઆટલા નિરાશ્રિતોમાંથી કોઈએ જરાય વિરોધ કર્યો નહિ. કોઈએ એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. પણ શરમથી નીચી ગરદ કરીને બધા જવાહરના તેજ દિમાગને અને ગુસ્સાભર્યા અવાજને બરદાસ્ત કરી રહ્યા.

કારણ કે જવાહરના એ ગુસ્સામાં અને એ અવાજમાં ભારોભાર માનવતા ઊભરાતી હતી.

[ ૮૪ ]

## બાપુના રખેવાળ

**આઝાદી** મળ્યા પછી થોડા જ સમયમા હિન્દમાં નિરાશ્રિતોનો મોટો ધસારો થયો, અને ઠેરઠેર નિરાશ્રિત *છાવણીઓ સ્થપાઈ. હરદ્વારમાં પણ કેટલીક છાવણીઓ સ્થપાઈ* હતી; અને એમાંની કેટલીક તો મોટી પણ હતી. નિરાશ્રિતોને બાપુના દર્શન કરવાની તીવ્ર ઇચ્છા હતી. બાપુ પણ નિરાશ્રિતોને કોઈ પણ રીતે શાંતિ મળે એમ ઇચ્છતા હતા, અને એ માટે એ ગમે તે કરવા તૈયાર હતા એટલે બાપુએ અને જવાહરે હરદ્વાર જવાનું નક્કી કર્યું.

સવારના પાંચ વાગે ગાંધીજી, જવાહર અને એમનાં થોડા અંગત માણસો હરદ્વાર જવા દિલ્હીથી નીકળ્યાં. પહેલી મોટરમાં ગાંધીજી, ડૉ. સુશીલા નય્યર, કુમારી મનુ ગાંધી અને બ્રિજકિસનજી હતા. પાછળની મોટરમાં જવાહર અને એમની પુત્રી ઇન્દિરા હતાં.

દિલ્હીથી હરદ્વાર જતાં ઠેરઠેર માનવસમુદાય એ મહાપુરુષોનાં દર્શન માટે ઊભરાતો. અને જ્યારે જ્યારે માનવ-સમુદાય વધે ત્યારે બાપુ વિષે જવાહર એટલા ચિન્તાગ્રસ્ત બનતા, કે મોટરમાંથી કૂદીને બાપુનું રક્ષણ કરવા

આવી જતા. એ પોતાની પરવા ન કરતા, પણ બાપુને શી રીતે આરામ મળે તેનો જ ખ્યાલ રાખતા.

હરદ્વારમાં આખા દિવસનો ભરચક કાર્યક્રમ પતાવી બાપુ સાંજે સાત વાગે દિલ્હી પાછા જવા રવાના થયા. પાછા ફરતાં જવાહરે બાપુની મોટરમાં જ જવાનો આગ્રહ રાખ્યો, કે જેથી બાપુનું માનવમેદનીથી રક્ષણ કરી શકાય.

મોટરમાં પાછળની બેઠક પર જવાહર, બાપુ અને મનુ ગાંધી બેઠાં હતાં. જવાહર અને બાપુજી ખૂબ થાકી ગયા હતા. શારીરિક શ્રમ ઉપરાંત, નિરાશ્રિતોની દર્દભરી હાલત જોઈ બન્નેને માનસિક શ્રમ પણ પારાવાર લાગ્યો હતો. રસ્તામાં બાપુએ પ્રાર્થના કરી. બાપુ અત્યંત શ્રમિત થયા હતા, એટલે મનુ ગાંધીના ખોળામાં એમણે માથું મૂકયું અને જવાહરના ખોળામાં પગ મૂકી એ સૂતા .

જવાહરને માટે બાપુની સેવા કરવાની આ સુવર્ણતક હતી. એમણે હળવેથી બાપુના પગ દબાવવા માંડચા. ગાંધીજી-ના પગ દબાવતાં એમના હાથ જે રીતે ચાલતા હતા, તે પરથી સ્પષ્ટ જોઈ શકાતું હતું, કે જવાહરને દેશની અને નિરાશ્રિતોની જેટલી કાળજી હતી, તેટલી જ કે તેનાથી પણ વિશેષ કાળજી બાપુની હતી.

પિતા–પુત્રના અનુપમ પ્રેમનું આ દિવ્ય દર્શન કરવા જાણે આકાશમાં ચન્દ્ર પણ થંભી ગયો હતો, અને પોતાનાં રૂપેરી કિરણો એમની પર નાંખી, અમીવર્ષણ કરી, આ દશ્ય જોઈ, પોતાના ધન્યવાદ વરસાવતો હતો.

[ ૮૫ ]

## ગાંધીજીની આર્ષવાણી

દિલ્હીમાં એશિયાઈ પરિષદ ભરાઈ રહી હતી. જવાહરે ગાંધીજીને એ પરિષદમાં ભાગ લેવા માટે દિલ્હી બોલાવ્યા. આ તો જવાહરનું તેડું; એની ના કેમ પડાય? ગાંધીજી પરિષદમાં હાજર થયા, બધાને મળ્યા, અને દેશવિદેશના પ્રતિનિધિઓ જવાહરનો જે રીતે આદર કરતા હતા તે જોઈને ખૂબ ખૂબ પ્રસન્ન થયા.

પરિષદમાંથી પાછા ફરીને ગાંધીજીએ પોતાના અંતેવાસીઓને કહ્યું: 'આ બધા દૂર દૂરથી એશિયાના પ્રદેશોમાંથી ચર્ચા કરવા અહીં ભેગા મળ્યા છે. એ બધા જવાંહર જોડે કેટલા પ્રેમથી વાતો કરે છે! બધા એની પર ફિદા છે. ભગવાનની મહેર છે, કે આપણી પાસે જવાહર જેવો આદમી છે, જે આખી દુનિયાને અપનાવવા તૈયાર થયો છે. તો જવાહરને શોભા આપવા માટે આપણે શાંતિથી ન રહેવું જોઈએ?'

ચીનના એક પ્રતિનિધિ જોડે વાતો કરતાં બાપુએ એમને કહ્યું: 'અમારા દેશમાં એક જવાહર છે. જેવું એનું

નામ છે, તેવા જ એના ગુણ છે. એક દિવસ જરૂર એવો આવશે, જ્યારે એ કેવળ હિન્દનું જ નહિ પણ આખી દુનિયાનું અમૂલ્ય રત્ન બની રહેશે. અને અમારી પુણ્યભૂમિ તે માટે જરૂર મગરૂબ બનશે.'

ગાંધીજીના વાત્સલ્ય, આદર અને લાગણીથી ઊભરાતા આ ઉદ્‌ગારો દર્શાવે છે કે એમને જવાહર ઉપર કેટલો પ્રેમ હતો, કેટલો વિશ્વાસ હતો, અને એમનામાં કેટકેટલી આશાઓ હતી.

જવાહર વિશ્વના કેવા મહાન નેતા થવાના છે, અને એમનું ભાવી કેવું ઉજ્જ્વળ થવાનું છે, એની જાણે એ ઉદ્‌ગારો આગાહી કરતા હતા.

સાચે જ, ગાંધીજીના અંતરમાંથી પ્રગટેલી જવાહર વિષેની આ આર્ષવાણી હતી.

એ આર્ષવાણી કેટલી સાચી પડી છે!

જવાહર કેવળ ભારતની જનતાના જ નહીં, વિશ્વની જનતાના લાડીલા બની ગયા છે.

[૯૬]

## કવિતાના આશક

જવાહર તો કળા અને કવિતાના ભારે પ્રશંસક અને આશક છે

એકવાર જવાહરે નવી દિલ્હીમા પોતાને ત્યા મુશાયરો ગોઠવ્યો હતો ઉર્દૂના સારા સારા શાયરો એ મુશાયરામા હાજર થયા હતા જવાહર આ પ્રસગે યજમાન તરીકે આગન્તુકોનુ ખૂબ ભાવથી સ્વાગત કરતા હતા

જવાહરનુ સ્વાગત એવુ ભાવભર્યું હતુ કે જાણે એ સ્વાગતમાથી પણ એમની કવિતા ઝરતી હતી!

મુશાયરો શરૂ થયો જવાહર ખૂબ ધ્યાનથી પ્રત્યેક કાવ્ય સાભળતા હતા અને કયારેક કયારેક ઉત્સાહના અતિરેકમા આવી 'કયા ખૂબ!', 'કયા ખૂબ!', 'દુબારા!', 'દુબારા!' એમ ઉત્સાહપ્રેરક શબ્દો ઉચ્ચારીને પોતાનો આનદ વ્યક્ત કરતા હતા

એવામા મુશાયરાના પ્રધાન શાયર ફૈઝ અહમદે પોતાની શાયરી રજૂ કરી. ફૈઝ અહમદે પોતાની અનનુકર

ણીય રીતે, પોતાની ગિરફતારી વિષે એક બહુ સુંદર શાયરી રજૂ કરી. એ શાયરીના ભાવો અનુસાર જવાહરના મુખ પરના ભાવો પણ પલટાતા જતા હતા.

ક્યારેક ગુસ્સો, ક્યારેક આવેગ, ક્યારેક ઊંડું દર્દ, ક્યારેક આશા, ક્યારેક નિરાશા, ક્યારેક મુલાયમતા, એ બધા ભાવો જવાહરના મુખારવિંદ પર પ્રતિબિમ્બિત થઈને એમની અંતરની ઊર્મિને જાણે વાચા આપતા હતા. કાવ્ય પૂરું થતાં જવાહર એમની પાસે દોડી ગયા અને ઉત્સાહમાં આવીને એમને એકદમ ભેટી પડ્યા.

જવાહર મુત્સદ્દી છે, પ્રથમ પંક્તિના રાજનીતિજ્ઞ છે, પણ સાથે સાથે કલાકોવિદ છે, સૌન્દર્યદર્શી છે અને ઉચ્ચ પ્રકારનાં નૃત્યો અને સંગીતના ભારે રસિયા છે. ઉર્દૂ શાયરી એમને ઘણી પ્રિય છે. અને ઉર્દૂ શાયરોના મુશાયરામાં તેઓ ખાસ રસ લે છે, એટલું જ નહિ પણ ઉર્દૂ શાયરોને ઉત્તેજન આપવા પોતાનાથી બનતું બધું કરી છૂટવામાં આનંદ માને છે.

જવાહરનો આત્મા સર્જક સાહિત્યકારનો, લાગણીઓના આવેગોને અભિવ્યક્ત કરનાર કવિનો અને સૌન્દર્યદર્શી કલાકારનો છે. પણ વિધિની વિચિત્રતાથી તેઓ મુત્સદ્દી અને રાજકીય પુરુષ બની ગયા છે. છતાંય કવિતાનું ઝરણું એમના જીવનમાંથી જરાય સુકાયું નથી, એ જ એમની મહાનતા છે.

[૮૭]

## રામનાં રખવાળાં

જવાહર હવાઈ જહાજના ખૂબ શોખીન છે. અને એમાં સાહસો ખેડવાનું એમને ખૂબ ખૂબ ગમે છે. એમને વિમાન ચલાવતાં પણ આવડે છે, અને એને વિષે તેઓ ઝીણવટભર્યું જ્ઞાન પણ ધરાવે છે એમણે વિમાનવિષયક શાસ્ત્રીય પુસ્તકો પણ વાંચ્યા છે. તેઓ વિમાની પાસે બેસીને એને ઉડ્ડયન વિષેની નાનીમોટી અનેક વાતો રસથી પૂછતા જાય છે અને જવાબોની માનસિક નોંધ લેતા જાય છે. હિમાલયનાં ઊંચાં હિમાચ્છાદિત શિખરો પરથી વિમાનને ઉડાવવાનું એમને ખૂબ ગમે છે.

૧૯૪૮માં જ્યારે કાશ્મીર પર પાકિસ્તાનનુ આક્રમણ ચાલુ હતુ અને જંગ ચાલુ હતો, ત્યારે જવાહરને તાત્કાલિક શ્રીનગર જવાનું થયું. હિન્દી વિમાનદળનું વિમાન લઈને તેઓ ઊપડયા. પણ જ્યા એમનું વિમાન જમ્મુ પહોંચ્યું ત્યારે હવામાન ખૂબ બગડયું. ચારેકોર ઘેરું ધુમ્મસ છવાઈ ગયું હતું. ઊંચાં હિમાચ્છાદિત શિખરો ધુમ્મસથી ઢંકાઈ ગયેલાં હોવાને લીધે માર્ગ દેખાતો નહોતો. આનાથ

એ મોતના મુખમાં પેસવા જેવું હતું.

આથી વિમાનીએ જવાહરને કહ્યું : 'આગળ જવું બહુ મુશ્કેલ છે અને એમાં ઘણું જોખમ છે.'

પણ જવાહરને તો જરાય વિલંબ પરવડે એમ નહોતો. એમણે પેલાને ઉત્સાહિત કરવાનો ઘણો પ્રયત્ન કર્યો, પણ એ વીમાની પણ પોતાની વાતમા એવો મક્કમ હતો કે જવાહરનો બધો પ્રયત્ન વ્યર્થ ગયો.

એવામાં જમ્મુના વિમાનઘર પર એક બીજુ વિમાન દેખાયુ. એ કોઈ હવાઈ જહાજ કંપનીનુ વિમાન હતું. એમા સોળ મુસાફરો હતા. એ વિમાન ચલાવનાર વિમાની કોઈ પરદેશી હતો. આગળ હવામાન ઘણું ખરાબ હોવાની ચેતવણી એ વિમાનને પણ આપવામા આવી હતી, છતાં એ ચેતવણીની એના ઉપર કશી અસર થઈ ન લાગી એટલે જવાહર એ વિમાનમા જવા અધીરા થયા. એમને તો ગમે તેમ કરીને જલદી કાશ્મીર પહોંચવું હતું. પણ એમના વિમાનીએ એમને પગે પડીને, અને ખૂબ આજીજી કરીને રોકી રાખ્યા. ધન્ય રે વિમાની ભાઈ! તારો મોટો ઉપકાર!

આખરે જવાહર જોતા રહ્યા અને પેલું વિમાન જવાહરને લીધાં વિના ઊડી ગયું. પણ થોડા જ વખતમાં ખબર મળ્યા કે, એ વિમાન હિમાચ્છાદિત શિખરો જોડે અથડાયું અને એના ભૂકેભૂકા ઊડી ગયા, અને સોળમાથી તેર પ્રવાસીઓ વિનામોતે માર્યા ગયા!

જવાહરને જાણે રામનાં રખવાળાં મળ્યાં!

ભારતમાતાનું ભાગ્ય જોર કરતું હતું.

એ એક ખૂણામાં ચાલી ગયા અને ખિસ્સામાંથી રૂમાલ કાઢી પોતાનાં આંસુ લૂછવા લાગ્યા.

જવાહર જેવા લોખંડી પુરુષ, જે પોતાના દુઃખ માટે કદી ન રડે, તે ગાંધીજીની હાલત જોઈ એક બાળકની માફક રડતા હતા!

અને, જાણે આટલું ઓછું હોય એમ, પોતાની મનોવ્યથાથી પ્રેરાઈને, જવાહર પણ બાપુની સાથેસાથે ઉપવાસ કરતા હતા, પણ એમણે એ વાતની કોઈને જાણ થવા દીધી નહોતી. પરન્તુ જે દિવસે બાપુએ પારણાં કર્યાં, અને ફળના રસનો પ્યાલો લીધો ત્યારે ઇન્દિરાએ એ વાત બાપુને કરી.

બાપુને એ જાણી દુઃખ અને આશ્ચર્ય બન્ને થયાં. એમણે એ જ પળે, ફળના રસનો પ્યાલો બાજુએ મૂકીને, જવાહરને એક કાગળ લખ્યો :

'ચિ. જવાહર,

'ઉપવાસ છોડો, ઘણાં વર્ષ જીવો અને હિન્દના જવાહર બનીને રહો!'

બાપુનો જવાહર પરનો આ અંતિમ પત્ર હતો. પણ એ કેટલો સૂચક અને હૃદયના ભાવોથી છલકતો પ્રેમપત્ર હતો!

એમાં અમર ભવિષ્યવાણી ભરી હતી.

આજે તો જવાહર દેશના અને વિશ્વના સાચા જવાહર બન્યા છે!

સ્વાતંત્ર્યની લડતના વીરતાભર્યા દિવસો દરમ્યાન, સરદાર અમારા પ્રિય અને મહામૂલા સાથી હતા તેઓ શાણપણ અને નિશ્ચયબળથી ભરેલા ખડક સમાન હતા ધીરતાભરી તાકાતના એ ખડક પાસે દોરવણી માટે આપણે સૌ આપો આપ જતા પછીથી તેઓ સરકારમા જોડાયા ત્યારે, એમના ઉપર, અનિવાર્ય રીતે, ભારેમા ભારે બોજો આવી પડયો અને એ ઉમદા ફરજ એમણે કેવી ઉમદા રીતે બજાવી તેની નોધ ઇતિહાસ લેશે

'સરદારનુ નામ સ્વાતંત્ર્યની લડતના એક મહાન નેતા તરીકે જ નહિ, પણ નવા હિન્દના એક મહાન શિલ્પી તરીકે, એનુ એકીકરણ કરનાર તરીકે તથા તેને સુદૃઢ કરનાર પુરુષ તરીકે હમેશા યાદ કરવામા આવશે આ ગૌરવભરી નામના છે અને તેને માટે તેઓ યોગ્ય હતા આપણને એમના શાણપણની તથા એમની તાકાતની ખોટ પડી છે એમના સલાહ સૂચન હવે આપણને મળી શકવાના નથી !'

આ ટૂકી છતા સાચા દિલની પ્રેમ અને લાગણીથી ઊભરાતી ભવ્ય અજલિ છે સરદારના મૃત્યુથી જવાહરના જાહેર કે રાજકીય જીવનમા એક નવો જ પલટો આવ્યો જવાહરના રાજકીય તેમ જ સર્વદેશીય જીવન પર સરદારની અસર સર્વતોમુખી હતી

જવાહરે અને સરદારે સાથે મળીને હિન્દની પ્રતિષ્ઠા જગતમા વધારી હતી, અને ગાધીજીના વારસાને શતધા દીપાવ્યો હતો

[૯૦]

## અદ્ભુત પ્રાણીપ્રેમ

**જવાહરનો** બાળકો તરફનો પ્રેમ ખૂબ જાણીતો છે. પણ એમને બાળકો પ્રત્યે જેટલો પ્રેમ છે, તેટલો જ નાનાં નાનાં પ્રાણીઓ પ્રત્યે પણ છે રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પ્રશ્નોની વિચારણામાં અને ઉકેલમાં દિવસના અઢાર અઢાર કલાક કામ કર્યા પછી પણ જવાહર બાળકો સાથે રમવાનો તથા નાનાં પ્રાણીઓ સાથે ગેલ કરવાનો સમય મેળવી લે છે.

૧૯૫૧માં જવાહર જ્યારે આસામના પ્રવાસે ગયા હતા ત્યારે, આસામના પાર્વત્ય વિભાગમાં, ગ્રેસી ઘાટના આદિવાસીઓએ જવાહરના માનમાં ખાસ નૃત્ય ગોઠવ્યું હતું. જવાહર એ નૃત્યથી એટલા તો પ્રસન્ન થયા કે એમણે જાતે એ નૃત્યમાં એમની સાથે ભાગ લીધો. પછી ત્યાંના આદિવાસીઓએ જવાહરને હિમાલયનું કહી શકાય એવું એક વિશિષ્ટ રીંછ, જે ત્યાં 'પેન્ડો'ના નામથી ઓળખાય છે તે, ભેટ તરીકે આપ્યું. જવાહરે એમની એ પ્રેમભરી ભેટ સહર્ષ સ્વીકારી.

રીંછ જાતનું આ વિશિષ્ટ પ્રાણી હિમાલય પ્રદેશમાં જ જોવા મળે છે. એ પ્રાણી એક ફૂટથી વિશેષ ઊંચું નથી હોતું. મોટે ભાગે એ વાંસના રેસાઓ, મીઠી દ્રાક્ષ અને દૂધ પર રહે છે. જવાહરને એ નવીન પ્રાણી ખૂબ જ

ગમી ગયું અને તરત જ તેઓ એને આસામથી વિમાનમાં દિલ્હી પોતાને ત્યાં લઈ ગયા, અને એને માટે દિલ્હીમાં એક ખાસ 'ગ્રીષ્મગૃહ' તૈયાર કરાવ્યું.

જવાહર, એ જાણે પોતાનો મહેમાન હોય એટલી એની કાળજી રાખે છે. એને જાતે જ દ્રાક્ષ ખવડાવે, દૂધ પાય, વાંસના રેસાઓ ખવડાવે. જવાહર ગમે તેટલા થાકયા હોય, છતાં પેન્ડોને જોયા વિના કે રમાડયા વિના એમને ઊંઘ આવતી નથી. ભલેને જવાહરે દિવસમાં અઢાર કલાક કામ કર્યું હોય, ભલેને દિવસમાં છ છ સભાઓ સંબોધી હોય, છતાં પેન્ડોને રમાડયા વિના તથા એની સાથે ગેલ કર્યા વિના જવાહરના મનને ચેન પડતું નથી. એની જોડે નિર્દોષ આનંદ કરતાં અને ખેલતાં જાણે જવાહરનો બધો થાક ઊતરી જાય છે.

જવાહરે એનું નામ 'ભીમસ' રાખ્યું છે. ભીમસની તમામ સગવડો કાળજીપૂર્વક સાચવવામાં આવે છે. જવાહરના દૌહિત્રો રાજીવ અને સંજીવ માટે તો આ ભીમસ એક રમકડું થઈ પડયું છે. અને તેમના જ સૂચનથી જવાહરે આ પેન્ડોનું નામ 'ભીમસ' રાખ્યું છે.

'ભીમસ' હાલતાંચાલતાં લોકો પર હુમલો કરે કે તોફાને ચડે એવું પ્રાણી નથી. છતાંયે એના પર બરાબર નજર રાખવામાં આવે છે. જવાહરની નિકટના માણસો જ જાણે છે કે 'ભીમસ'ની તેઓ કેટલી કાળજી રાખે છે. જવાહરની મુલાકાતે જનારને મોટે ભાગે 'ભીમસ'ની

મુલાકાતે લઈ જવામાં આવે છે!

દિલ્હીના ઉનાળાની સખ્ત ગરમીમાં જ્યારે 'ભીમસ' હેરાનપરેશાન થઈ જાય છે અને ખૂબ ખૂબ અકળાઈ જાય છે, ત્યારે જવાહર હમેશાં એની ખાવાની વ્યવસ્થા પર દેખરેખ રાખવા માટે અડધો કલાક ફાજલ પાડે છે. તેઓ જાતે જ વાસણમાં દૂધ કાઢે છે, 'ભીમસ' ને પ્રેમથી તેમ જ લાડથી એની સંતાવાની જગ્યાએથી બહાર નીકળવા સમજાવે છે અને એને રાહત આપવા માટે શું થઈ શકે એનો વિચાર કરે છે.

એક ઉનાળામાં જ્યારે મિત્રોની ખાસ સલાહ અને આગ્રહને પરિણામે 'ભીમસ'ને નૈનીતાલ લઈ જવામાં આવ્યું ત્યારે માનવપ્રેમ અને પ્રાણીપ્રેમથી છલોછલ ભરેલા જવાહરને આ મિત્રનો વિયોગ જાણે અસહ્ય થઈ પડ્યો હતો! આસામના આદિવાસીઓએ જ્યારે આ વાત સાંભળી ત્યારે તેઓ જવાહરની માનવતાની અને ભૂતદયાની કદર કરવા લાગ્યા અને જવાહરના હૃદયને સાંત્વના આપવા એમણે બીજા બે પેન્ડા દિલ્હી મોકલી આપ્યા.

આઝાદ હિન્દના ઘડવૈયાના દિલમાં કેટલો પ્રાણીપ્રેમ ભર્યો છે, તેનો આ જ્વલંત પુરાવો છે.

જવાહરનું ભવ્યાતિભવ્ય જીવન જાણે આપણને એ કવિ પંક્તિનું સ્મરણ કરાવે છે કે—

"વિશાળે જગવિસ્તારે, નથી એક જ માનવી;
પશુ છે, પક્ષી છે રૂડાં, છે વનોની વનસ્પતિ."

[ ૯૨ ]

## નમૂનેદાર નમ્રતા

ઈ. સ. ૧૯૫૧ના વર્ષની આ વાત છે.

લોકસભાની બેઠકમા રાજેન્દ્રબાબુએ હિન્દની વિદેશનીતિ, આફ્રિકાની રંગભેદની નીતિ, કાશ્મીર, નહેરનાં પાણી વગેરે બાબતો વિષે પોતાના પ્રવચનમાં સ્પષ્ટ ખુલાસો કર્યો.

રાજેન્દ્રબાબુના એ વ્યાખ્યાનની ચર્ચા દરમ્યાન જવાહર અને શ્યામપ્રસાદ મુખર્જી વચ્ચે સખત ટપાટપી થઈ. શ્યામબાબુએ આક્ષેપ કર્યો કે દિલ્હીની પેટાચૂંટણીમાં કોંગ્રેસે પૈસા અને દારૂનો છૂટથી ઉપયોગ કરીને જીત મેળવી છે.

એ સાંભળી જવાહરે કહ્યું : ' શરમજનક ! '

ડૉ. શ્યામપ્રસાદે કહ્યું : ' અત્યંત શરમજનક ! '

આથી જવાહર એમની હંમેશની રીત પ્રમાણે ઊકળી પડયા. એમણે કહ્યું : ' ના, હું તમારા બેજવાબદાર, જંગલી, પાયા વગરના આરોપને શરમજનક કહું છું. તમારું ભાષણ તમારા વિકૃત માનસનો ખ્યાલ આપે છે '

શ્યામબાબુએ એ જ સૂરમાં સામો ઉત્તર આપ્યો : ' આ તમારો ગુસ્સો જ તમારા વિકૃત માનસનો સૌથી સરસ ખ્યાલ આપે છે ! એ દર્શાવે છે કે તમે અમારી પર રાજ્ય ચલાવવા નાલાયક છો ! '

જવાહરે શ્યામબાબુને કા તો એમના આરોપ સાબિત કરવાનો યા તો પાછા ખેંચી લેવાનો પડકાર કર્યો

શ્યામબાબુએ શાંતિથી કહ્યું : 'એમાં મિજાજ ગુમાવવાની કાંઈ જ જરૂર નથી'

જવાહર કહે · 'એ હક તો તમારો જ હશે, ખરું ને?'

શ્યામબાબુ કહે 'ના, મિજાજ ગુમાવવાનો તો પંડિત જવાહરલાલ નેહરુનો જ જન્મસિદ્ધ હક છે!'

આમ જવાહરે, રાજ્યના એક વડા તરીકે, સામાન્ય બાબતમાં મિજાજ ગુમાવ્યો લોકસભા જેવા સ્થાનમાં વિરોધપક્ષના નેતાના માનસને વિકૃત કહેવું, એના શબ્દોને જંગલી કહેવા એ અસહિષ્ણુતાની હદ કહેવાય.

હા, એમાં વેરની ભાવના કે સામાને ઉતારી પાડવાની વૃત્તિ નથી હોતી, એટલે જવાહર તરત જ સ્વસ્થ બની જાય છે અને ટીકાકારોની ટીકાનો જવાબ સ્વસ્થતાથી, ગંભીરતાથી અને પ્રતીતિકર રીતે આપે છે

આમાં પણ એમ જ બન્યું. જવાહરને પોતાની ભૂલ તરત જ સમજાઈ. એટલે બીજે દિવસે લોકસભામાં પોતે દિમાગ ગુમાવીને આગલે દિવસે શ્યામબાબુ સાથે ગમે એમ બોલ્યા હતા તે માટે તેમણે લોકસભાની અને ખાસ કરીને શ્યામબાબુની જાહેર માફી માગી અને એમ કરીને એમણે પોતાની ખેલદિલી, ઉદારતા, નમ્રતા અને આત્મનિરીક્ષણની શક્તિની પ્રતીતિ કરાવી સભ્યોએ એમની આ નમ્રતાને હર્ષનાદથી વધાવી લીધી

[૯૨]

## 'લોકસંપર્ક જ મારી શક્તિ છે'

લંડનમાં રાષ્ટ્રસમૂહના વડાપ્રધાનોની પરિષદ મળી હતી. એમાં જવાહર જે શક્તિથી, જે ચપળતાથી તથા જે ઉત્સાહથી કામ કરતા હતા, તે જોઈને બધા આશ્ચર્યચકિત થઈ જતા. ખાણામાં હોય કે સ્વાગત–સમારંભમાં હોય, જાહેરસભામાં હોય કે અખબારી પરિષદમાં હોય, જવાહર હમેશાં સ્વસ્થ રહેતા. તેઓ આખો વખત ગંભીર આંતર રાષ્ટ્રીય પ્રશ્નોની ચર્ચામાં રોકાયેલા રહેવા છતાં, એ પરિષદની બહાર હોય ત્યારે, એમના મુખારવિંદ પર રજમાત્ર પણ ચિંતાનું નિશાન ન હોય. પરિષદમાં પણ તેઓ જરા પણ સ્વસ્થતા ગુમાવતા નહિ કે પોતાનું ગૌરવ લેશ પણ ઓછું થવા દેતા નહિ.

જવાહરે અખબારી પરિષદમાં દુનિયાના તાત્ત્વિક અને ભલભલા મુત્સદીઓને પણ અકળાવે એવા પ્રશ્નોના સચોટ છતાં સહૃદયતાભર્યા ઉત્તરો આપ્યા, તે સાંભળીને એક જર્મન અખબારી પ્રતિનિધિએ કહ્યું: 'આવો માનવી તો માંડ કરોડમાં એકાદ જડે! આટઆટલા ભાર છતાં,

એ આવા શાંત ને સ્વસ્થ રહી જ શી રીતે શકે છે?'

જવાહરે સસ્મિત વદને કહ્યું: 'એક વાર મદ્રાસના કોંગ્રેસ કાર્યકરોની સભા હતી, ત્યારે મેં કાર્યકરોને પડકાર કર્યો કે 'તમારામાંથી કોઈ પણ જે કહે તે રમતમાં હું એને હરાવવા તૈયાર છું. છે કોઈ મારો પડકાર ઝીલવાને તૈયાર?' એ મારો પડકાર ત્યારે તો કોઈએ ઝીલ્યો નહોતો, પણ આજ સુધી એ પડકાર ઝીલનારો કોઈ મને મળ્યો નથી.'

જવાહરે વધુ સ્પષ્ટીકરણ કરતાં કહ્યું: 'જ્યારે જ્યારે રાજ્યનાં કામોના ભારથી હું અત્યંત કંટાળી જાઉં છું, ત્યારે હું પહેલાંમાં પહેલી તકે, રાજકાજ છોડીને, લોકોમાં જઈને ભળું છું; ને મારો થાક ઊતરી જાય છે. એટલે નવું જોમ લઈ હું પાછો રાજકાજમાં પડું છું. આમજનતા જોડેનો મારો સંપર્ક જ મને આત્મશ્રદ્ધા, આશાવાદ ને શક્તિ અર્પે છે.'

કોઈએ એમને પૂછ્યું: 'હિન્દના મહત્ત્વના પ્રશ્નો કેટલા છે?'

જવાહરે ઉત્તર આપ્યો: 'હિન્દની વસ્તી સાડત્રીસ કરોડની છે. ને એના પ્રશ્નો પણ સાડત્રીસ કરોડ છે. અમારો પ્રત્યેક માનવી એ એક પ્રશ્ન સમો છે!'

[ ૯૩ ]

# આતિથ્યપ્રેમ

અલ્લાહાબાદમાં આજે ખૂબ આનંદ-ઉત્સવનો મંગલ પ્રસંગ છે.

મહેમાનોની પંગત બેઠી છે. જવાહરલાલ વડાપ્રધાન હોવા છતા હાથમાં મીઠાઈનું ઠામ લઈને પીરસવા નીકળ્યા છે! પોતાની બહેનની દીકરીનાં-વિજયાલક્ષ્મીની દીકરી નયનતારાના-લગ્નનો ઉત્સવ ઊજવાઈ રહ્યો છે. પોતાની ભાણેજનાં લગ્ન હોય, અને મામા કંઈ સાહેબની જેમ બેસી થોડા જ રહે! અને એમાંય આ તો જવાહર! ભારે ઊર્મિલ અને જબરા આતિથ્યપ્રેમી. જવાહર મહેમાનોને આગ્રહ કરીકરીને પીરસતા જાય છે.

એમના કેટલાક મિત્રોએ એ લગ્ન નવી દિલ્હીમાં ઊજવવાનું સૂચવ્યું હતું; પણ જવાહરે નારાજ થઈને એમને જવાબ આપ્યો: 'આ લગ્નોત્સવ તો અમારા વતન અલ્લાહાબાદમાં જ ઊજવાશે.'

લગ્નમાં બેંડવાજાં નહોતાં. કોઈ તડકભડક નહોતી.

મહેમાનોના મનોરંજન માટે શરણાઈનવાઝ બિસમિલ્લાખાને બોલાવવામા આવ્યા હતા.

જાનૈયાઓને જવાહરલાલે આપણી ભારતીય પ્રણાલી અનુસાર ભોજન આપ્યું હતું. બધાને બાજઠ પર બેસાડી ભોજન પીરસવામાં આવ્યું હતું. સાહેબશાહી ખુરશીટેબલ ત્યા રાખવામા આવ્યા નહોતા. બધાને માટીની કુલડીમા પાણી આપવામા આવ્યું હતુ.

આખુ નેહરુ કુટુબ આર્યસંસ્કૃતિની પ્રથા પ્રમાણે પગરખા કાઢી ઉઘાડે પગે પીરસવા લાગી ગયુ હતું! લગ્ન વિધિમા પુરાણા કાશ્મીરી રિવાજ અનુસાર વરવધૂને કાશ્મીરી શાલથી ઢાકવામાં આવ્યા હતા, ને જવાહરે એક વડીલ તરીકે નવદંપતી પર પુષ્પવૃષ્ટિ કરી હતી.

જવાહરની સાદી અને નિરાડબરી વિધિ અને આર્યસસ્કાર પ્રત્યેની પ્રીતિ અને અભિરુચિ આ નાનકડા પ્રસગે પણ જણાઈ આવે છે.

એમના આતિથ્યપ્રેમને એ અતિથિઓ અત્યારે પણ યાદ કરે છે.

[ ૯૪ ]

## જવાહર અને સુચેતા

**જનસંઘના** નેતા અને બંગાળના સિંહ ગણાતા શ્રી શ્યામપ્રસાદ મુખર્જીનું કાશ્મીરની જેલમાં એકાએક અવસાન થયું તેથી હિન્દમાં કાશ્મીરની નીતિ પ્રત્યે પ્રબળ વિરોધ જન્મ્યો હતો. બધે સ્થળેથી જે સંજોગોમાં શ્યામપ્રસાદનું મૃત્યુ થયું હતું તે વિષે તપાસ કરવાની જોરદાર માગણી થઈ રહી હતી.

કાશ્મીરની પરિસ્થિતિ ઘણી નાજુક અને સ્ફોટક હતી. કાશ્મીરના વડાપ્રધાન શેખ અબ્દુલ્લા જવાહરના હુકમનો ડગલે ને પગલે અનાદર કરતા હતા. એટલે એકવાર લોકસભાના વિરોધપક્ષના નેતાઓનું પ્રતિનિધિમંડળ જવાહરને મળવા ગયુ. એ પ્રતિનિધિમંડળના નેતા શ્રીમતી સુચેતા કૃપલાણી હતાં.

ત્યાં જતાં પહેલાં જ એક મિત્રે સલાહ આપી કે 'તે દિવસે જવાહર અત્યંત વ્યગ્ર હતા, એટલે પ્રતિનિધિમંડળ એમને બીજે કોઈ દિવસે મળે તો સારું.' પણ સુચેતાએ કહ્યું : 'હું એકલી જવાહરને મળીશ. એમાં કશું ખોટું નથી. એથી પૂર્વભૂમિકા તૈયાર થશે.'

સુચેતાદેવી જવાહરને મળ્યાં. જવાહરને શ્યામપ્રસાદના માતુશ્રીના શોકની વાત કરી. એ લોકો શ્યામપ્રસાદનું અવસાન કેવા સંજોગોમાં થયું તેની તપાસની માગણી કરે છે તે પણ જણાવ્યું.

પણ એ વાતથી જવાહર એકદમ ઊકળી ઊઠયા. સુચેતા પણ અત્યંત સ્વમાની, અને લાગણીપ્રધાન નારી છે, એટલે એમણે પણ પોતાનો દિમાગ ગુમાવ્યો, અને તરત જ કહ્યું: 'હું તો અહીં તમારા મિત્ર તરીકે તમારું જ કાર્ય સુગમ કરવા આવી છું. પણ તમારે મિત્ર તરીકે વાત સાંભળવી જ ન હોય તો તમારી મરજી. પણ એટલો ખ્યાલ રાખશો કે પછી મને પણ લોકસભામાં મારી પોતાની રીતે આ વાતને છેડતાં આવડે છે!'

જવાહરને તરત જ પોતાની ભૂલ સમજાઈ. એમણે કહ્યુ: 'સુચેતા! માઠું લગાડશો નહિ. મારું મન અત્યારે તદ્દન અસ્વસ્થ છે. કાશ્મીરની પરિસ્થિતિએ મને બેહદ અકળાવી મૂકયો છે. અત્યારે મારું હૈયું મારા હાથમાં નથી. છતાં તમારી સૂચનાનો હું ચોક્કસ અમલ કરીશ.'

પછી તો જવાહરે સુચેતાની બધી વાતો નિરાંતથી સાંભળી, એટલું જ નહિ, પણ આખા પ્રતિનિધિમંડળને પણ તેઓ મળ્યા અને પ્રતિનિધિમંડળને સંપૂર્ણ સંતોષ આપ્યો.

[ ૯૫ ]

## અજબ ખેલાડી

જવાહર રાજકારણમાં જેવા ખેલદિલીવાળા છે, તેવા જ સમગ્ર જીવનમાં પણ પૂર્ણ ખેલદિલીવાળા છે. જવાહરે, વડાપ્રધાન થયા પછી, ૧૯૫૩ના સપ્ટેમ્બરની ૧૩મી તારીખે, દિલ્હીમાં જે ક્રિકેટ મેચનું સંચાલન કર્યું હતું, તે એમના હૃદયમાં રહેલા રમતગમતના શોખનું એક અચ્છું દૃષ્ટાન્ત પૂરું પાડે છે. બે પ્રતિસ્પર્ધી ટીમના એકના જવાહર કર્ણધાર હતા; અને બીજીના કર્ણધાર હતા, ભારતના ઉપરાષ્ટ્રપતિ ડૉ. સર્વપલ્લી રાધાકૃષ્ણન. એ મેચ રેલપીડિતોના લાભાર્થે રમાઈ હતી.

જવાહરના ભાષણમાં જો લાખો લોકો ઊભરાતા હોય તો આ તો જવાહર પોતે ક્રિકેટ મેચ રમવાના અને મેચનું સુકાનીપદ સંભાળવાના હતા. આવો અવસર તો જિંદગીમાં ભાગ્યે જ મળે.

જવાહરને ક્રિકેટના કૅપ્ટનના સ્વરૂપમાં જોવા એ પણ જીવનનો એક લહાવો હતો. એટલે પોતાના લાડીલા જવાહરને મેચ રમતા જોવાને લાખો લોકો ભેગા થયા હતા, અને

રેલસંકટ નિવારણના કામ માટે મોટો એવો ફાળો એકત્ર થયો હતો. જવાહર તે દિવસે ખૂબ આનંદમાં હતા. રોજના કરતાં આજે એમની ખુશમિજાજી કોઈ ઓર હતી. એમના મોઢા પર અપૂર્વ પ્રસન્નતા રમતી હતી.

જવાહરે તે દિવસે મૅચ વખતે રેડિયો પરથી પ્રવચન કરતાં જણાવ્યું : 'આ ક્રિકેટ મૅચ રમતાં આપણે જે ભ્રાતૃભાવની લાગણી અનુભવીએ છીએ, તે જ લાગણી આપણે સમસ્ત હિન્દના હિત માટે પણ નિયન્ત્રિત કરવી જોઈએ. હું તો ચુનંદી ક્રિકેટ ટીમનો ડોળઘાલુ કેપ્ટન છું. કેપ્ટન ભલે સારો ન હોય, પણ મારી સાથેના ખેલાડીઓ તો ચોક્કસ સારા છે.

'લગભગ ચાર દાયકાઓ પૂર્વે હું ક્રિકેટ રમ્યો હતો. અને મેં બૉલ અને બૅટ બન્ને પર મારો હાથ અજમાવ્યો હતો. તે વખતે તો હું એક સફળ ખેલાડી ગણાયો હતો; આજે કદાચ એટલી સફળતા કે આવડત ન સાંપડે, પણ એમાં અગત્યની વાત તો એની પાછળની માનવતાની ભાવના છે, જે રેલસંકટમાં ફસેલાઓને રાહત આપવાની છે.

'અમે મૅચમાં સખત ફટકા લગાવ્યા છે, ઝડપી રનો કર્યા છે અને કલાકો સુધી બૉલની સખત ખબર લઈ નાંખી છે અને બન્ને પક્ષો તરફથી જે સંઘવૃત્તિ, જે ખેલદિલી તથા રમતમાં જે ઉત્સાહ અને દિલચસ્પી દાખવવામાં આવ્યાં છે તે નમૂનેદાર છે.

'અમારો પક્ષ હારે કે જીતે તે વિષે અમે લાપરવા

છીએ. અહીં જે રમનારા છે તે લોકસભાના બધા પક્ષોમાંથી ચૂટાયેલા છે: એમાં મવાલ પણ છે, અને જહાલ પણ છે. અહીં તો અમે અમારા રાજકીય પક્ષોને વીસરીને, અને ફક્ત ખેલાડી છીએ એટલું જ લક્ષમાં રાખીને, રમીએ છીએ. અને હું આશા રાખું છું કે આવી જ ખેલદિલી હિન્દ બહાર જે મોટી રમતો આપણે રમીએ છીએ, તેમાં પણ બતાવવામાં આવે.'

હવે આપણે એ ઐતિહાસિક રમતમાં થોડાંક યાદગાર દૃશ્યો જોઈએ.

જુઓ, આ આપણા જવાહર બેટ પકડીને ખડા છે. તેઓ દાવમાં છે. એમના સાથીદાર સામ્યવાદી પક્ષના નેતા શ્રી ગોપાલન છે. શ્રી બરો વિકેટ સાચવે છે. સામેથી રામચન્દ્રનની કાતિલ ગોલંદાજી વરસી રહી છે. જવાહર એના બોલને જોરથી ફટકારે છે, પણ સામેથી ફીલ્ડિંગ એવી સારી છે, કે રન બહુ મુશ્કેલીથી મળે છે. જવાહરને નામે હજી સુધી ફક્ત એક જ રન નોંધાયો છે.

રામચન્દ્રનની સખત બૉલિંગ એકધારી ચાલુ છે. એક બૉલને ફટકારવા માટે જવાહર એક આખું ચક્કર ફરીને જોરથી બેટ ઘુમાવે છે. એમને એમ થાય છે કે મેં સખત ફટકો લગાવ્યો, એટલે તેઓ રનને માટે અધીરા થઈ દોડે છે. પણ સામેથી ગોપાલન તો સ્થિતપ્રજ્ઞની જેમ ઊભા જ છે! ને જવાહર દોડતા દોડતા, અર્ધે સુધી આવી પહોંચે છે, છતાં ગોપાલન તો ઊભા જ છે.

આથી જવાહર આકળાય છે અને પાછા દોડે છે. બોલ વિકેટકીપર શ્રી. બરોના હાથમાં છે. જવાહર રન–આઉટ થઈ જાય એવી સ્થિતિ છે, પણ વડાપ્રધાનને રન–આઉટ જાહેર કરવાની બરોની હિંમત ચાલતી નથી. જવાહર બૂમ પાડી બોલ ક્યાં છે, એમ પૂછે છે. ત્યાં બરો પોતાના હાથમાંનો બોલ જવાહરને બતાવે છે. જવાહર એક પળમાં જ વસ્તુસ્થિતિ પારખી જાય છે, અને કહે છે: 'ના, હું તો આઉટ છું!' અને એમ કહીને એ પરાજિત યોદ્ધો તંબુ તરફ ચાલવા માંડે છે!

જવાહર જો આવી અણધારી રીતે આઉટ ન થયા હોય તો સારું રમત. શાહનવાઝના એકેએક બોલને એમણે ફટકાર્યો હતો. અને રામચન્દ્રનના બોલને પણ તેઓ ભારે કુશળતાથી ફટકારતા હતા.

આમાં મુશ્કેલી એ હતી કે ગોપાલનની ભૂલને લીધે જવાહરને સહવું પડ્યું. પણ ગોપાલનને તો ખબર જ નહોતી કે જવાહર દોડે છે, એટલે હવે મારે દોડીને સામે પહોંચી જવું જોઈએ. એમને એમ હતું, કે જવાહર દોડ્યા, એટલે જવાહરનો રન નોંધાઈ ગયો!

આમ જવાહર ફક્ત એક જ રન કરીને આઉટ થઈ ગયા. જવાહરે બોલિંગ પણ કરેલી. અને એમણે પોતાની બોલિંગથી રામચન્દ્રનને ખૂબ પરેશાન કરેલા. જવાહરનો બોલ જાય, એટલે પ્રેક્ષકો 'આઉટ' 'આઉટ'ની બૂમો મારે, ને બિચારા રામચન્દ્રન બેચેન અને ઢીલા થઈ જાય!

છેવટે જવાહરની અટપટી બોલિંગથી જ રામચન્દ્રન આઉટ થયા.

મેચ પત્યા પછી જવાહરે સ્કોર બુક, સોનાનો સિક્કો અને હસ્તાક્ષર, એ બધાંનું લિલામ બોલાવીને પંદર હજાર રૂપિયા ભેગા કર્યા. અને પોતે સારા લિલામ કરનારા છે, એ પણ સાબિત કરી બતાવ્યું.

આ મેચે દિલ્હીમાં રહેતા પરદેશીઓને બતાવી આપ્યું કે, હિન્દના રાજકીય નેતાઓ અને પક્ષોમાં ખેલદિલી છે, ઉદારતા છે, સૌજન્ય છે, અને લોકહિતના કાર્યમાં ખભેખભા મિલાવીને, અને પોતાના રાજકીય મતભેદો ભૂલીને, તેઓ આનંદ કરી શકે છે; એટલું જ નહિ પણ મિત્રભાવે, એક-બીજા જોડે રમી પણ શકે છે.

આ રીતે આ મેચે હિન્દની આંતરરાષ્ટ્રીય ઇજ્જત વધારી અને જવાહરમા રહેલી અદ્‌ભુત ખેલદિલીનો સૌને પરિચય કરાવ્યો.

[ ૯૬ ]

## ગરીબના બેલી

૧૯૫૩ના આકટોબર માસમાં જવાહર અલ્લાહાબાદ ગયા હતા. એ વખતે કેટલાક નિવૃત્ત સરકારી નોકરો જવાહર પાસે ફરિયાદ લઈને ગયા કે છેલ્લાં ચાર વર્ષથી અમને પેન્શન મળ્યાં નથી.

એમાં એક ડાસો બિચારો તો બહુ જ દયાજનક સ્થિતિમાં સુકાઈ ગયો હતો. એની કોઈ દાદફરિયાદ સાંભળતું નહોતું. એથી બધાએ એને જવાહર અલ્લાહાબાદ આવે ત્યારે સીધા એમની પાસે જઈને દાદ માગવાની સલાહ આપી હતી. એટલે એ બિચારો આનંદભવન પહોંચીને બીજા પેન્શનરો જોડે એક ખૂણામાં ઊભો રહ્યો.

જવાહરે એને જોયો તેવા જ એ એની પાસે ગયા અને એને લાગણીપૂર્વક પૂછ્યું : 'કહો ભાઈ! કયા બાત હૈ? અચ્છે તો હો?'

જવાહરના મુખમાંથી આ શબ્દો નીકળતાં જ પેલો ધ્રૂસકે ધ્રૂસકે રડી પડયો. એણે કહ્યું : 'હજૂર! ચાર સાલસે હમેં પેન્શન નહિ મિલી. ભૂખોં મર રહે હૈં'!'

એ સાંભળીને જવાહરને આઘાત લાગ્યો. 'કયા બાત કર રહે હો? ગજબ હો ગયા!' જવાહર તડૂકયા.

પેલાએ તરત કહ્યું: 'હાં હજૂર! આપ મેજિસ્ટ્રેટ સાહેબસે ભી પૂછ સકતે હૈં.'

જવાહરનું મોઢું ગુસ્સાથી લાલ લાલ થઈ ગયું. એમણે તરત જ જિલ્લા મેજિસ્ટ્રેટને બોલાવ્યા ને કહ્યું: 'આ તમારાં પરાક્રમોની વાતો સાંભળો! આટલું અંધેર ચાલે છે? આ તો ગુનાહિત કૃત્ય ગણાય! તમે શું ઊંઘો છો? કેવો ગજબ થઈ ગયો!'

મેજિસ્ટ્રેટ કાંઈ ખુલાસો આપવા જતા હતા, ત્યાં વચ્ચે જ જવાહરે અટકાવીને કહ્યું: 'મારે એક અક્ષર પણ સાંભળવો નથી. આજે ને આજે જ આ લોકોને પેન્શન મળવાં જોઈએ. જાઓ.' ને પછી પેલા લોકોને મેજિસ્ટ્રેટની સાથે જવા જણાવ્યું, એટલે પેલો ડોસો લળી લળીને એમને નમન કરતો બોલ્યો: 'હજૂર! આપકી મહેરબાનીસે હમ લોગોંકા કામ જરૂર હો જાયગા.'

[ ૯૭ ]

## નિત્યયુવાન

**એવરેસ્ટના** પ્રથમ આરોહકોના સન્માનમાં રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદ તરફથી નવી દિલ્હીમાં, રાષ્ટ્રપતિભવનમાં, એક સત્કારસમારંભ યોજાયો હતો. ત્યાં બધી ગોઠવણ નિયમ અનુસાર થઈ હતી. કોને ક્યાં બેસવું, એ પણ અગાઉથી નિશ્ચિત કરવામાં આવ્યું હતું. એવામાં જવાહર ત્યાં આવ્યા. જવાહરને તો એવી બધી જડ નિયમિતતા પસંદ પડતી જ નથી!

જવાહર આવ્યા. ને રાષ્ટ્રપ્રમુખના અંગરક્ષકો એમને એમની જગ્યા બતાવે તે પહેલાં જ એ તો લાલ ગાલીચા ઉપર થઈને, જ્યાં બધા અખબારના પ્રતિનિધિઓ બેઠા હતા, ત્યાં જઈને એમની જોડે હાથ મિલાવી એમની વચ્ચે જ બેસી ગયા! સરકારી અમલદારો તો એવા મૂંઝાય કે ન પૂછો વાત! એમની બધી વ્યવસ્થા પલટાઈ ગઈ.

પણ ખરી ગમ્મત તો તેનસિંગ આવ્યો ત્યારે થઈ. બીજા બધા તેનસિંગને જોવા ઊભા થયા, એટલે જવાહર પણ સ્વાભાવિક રીતે ઊભા થયા. પણ જવાહર જરા પાછળ

હતા, એટલે તેઓ તેનસિંગને જોઈ શક્યા નહિ. એટલે એ તો પોતાની ખુરશી પર ખડા થઈ ગયા અને ખુરશી ઉપરથી જ મોટે સાદે તેનસિંગને એમણે સત્કાર્યો! અને પછી એક નાના બાળકની જેમ કૂદકો મારીને તેનસિંગ પાસે પહોંચી ગયા.

એ દિવસે એમણે ફોટોગ્રાફરોને તો ખરેખરા મૂંઝવી દીધા. તેઓ એ સત્કારસમારંભમાં કોઈ સ્થળે સ્થિર ઊભા જ ન રહે. આમથી તેમ ફરે ને આ બાજુથી તે બાજુ ધસી જાય. સરસ 'પોઝ' આવ્યો હોય, પ્રકાશ સારો આવતો હોય, અને કેમેરો બરાબર ગોઠવાયો હોય ત્યાં જવાહર તો તરત જ આઘાપાછા થઈ જાય, ને બધું કર્યું કારવ્યું પાછું ખોરવાઈ જાય.

આમ આપણા વડાપ્રધાનમાં એક મુત્સદ્દીની મુત્સદ્દીગીરી છે, ખેલાડીની ખેલદિલી છે, યુવાનની ચપળતા છે, અને જીવન જીવવાની અદ્ભુત કલા છે જવાહર એટલે સદાય થનગનતું જિંદાદિલ યૌવન! વૃદ્ધાવસ્થા જાણે એમને સ્પર્શી જ શકતી નથી. જવાહર તો સ્વભાવમાં, ભાવનામાં અને દૃષ્ટિમાં નિત્યયુવાન છે.

[૯૮]

## ખીજતાંય વાર નહીં, રીઝતાંય વાર નહીં !

**૧૯૫૫ની** સાલ હતી. જવાહર તે વખતના વિંધ્ય-પ્રદેશમા ગયા હતા. ત્યાં વિંધ્યપ્રદેશના મુખ્ય શહેર પન્નામાં ભાષણ આપીને તેઓ પાછા ફરતા હતા.

અંધારી રાત હતી. રસ્તો બધો કાદવવાળો હતો. માણસોનાં ટોળેટોળાં ત્યાં મોટર આગળ ખડાં હતાં. જવાહરની મોટર ધીમે ધીમે આગળ વધતી હતી. જવાહર લોકોને જોયા કરતા હતા. એવામાં કેટલાક ગ્રામજનો એકદમ એમની મોટર આગળ આવી લાંબા થઈને સૂઈ ગયા. કેટલાક માણસો કહેવા લાગ્યા કે જવાહર પોતાની ફરિયાદ સાંભળે તે માટેનો આ એક નુસખો છે. બીજા કેટલાકે કહ્યું કે આ તો જવાહરને સાષ્ટાંગ પ્રણામ કરવાની રીત છે. જવાહર તો એમની તરફ જોઈ જ રહ્યા.

જવાહરે કોઈને કાંઈ જ કહ્યું નહિ. પોતાના સ્વભાવ પ્રમાણે તેઓ ગુસ્સે પણ ન થયા. એમણે માન્યું કે હમણાં બધું પતી જશે. પણ પેલા લોકો ઊઠ્યા નહિ એટલે જવાહર ઊકળી ગયા: 'આ તે કેવી મૂર્ખાઈ કરે છે!' અને એમ કહીને તેઓ મોટરમાંથી બહાર નીકળ્યા. 'કયા મૂર્ખે તમને આવું કરવાનું શીખવ્યું છે?' જવાહરે સીધો સવાલ કર્યો.

ત્યાર બાદ જવાહરે પોતાના પ્રાણની પણ પરવા કર્યા સિવાય લોકોનાં ટોળાં તરફ જવા માંડ્યું.

ઇન્દિરાએ જવાહરને લોકોના ટોળા તરફ જવાની મના કરી, એટલે જવાહરે એને કહ્યું : 'તું વચ્ચે નહિ પડ.' એમના અંગરક્ષકોએ એમને અંધારામાં ટોળામાં ન જવાની વિનંતી કરી એટલે તો જવાહર વધુ ગુસ્સે થયા ને બોલ્યા : 'કેવી અક્કલ વિનાની વાત કરો છો!'

ત્યાં ખૂબ ધાંધલ મચી રહી. જે લોકો મોટર આગળ સૂતા હતા, એમણે નાસવા માંડ્યું. પોલીસ એમની પાછળ પડી, એટલે જવાહરે બરાડો માર્યો : 'એ શું કરો છો? એ લોકોની જોડે આમ વર્તાય? મારે તો એમને મળવું છે; એમની વાતો સાંભળવી છે.'

પોલીસે તરત જ જે લોકો સૂતા હતા, તેમને જવાહર સમક્ષ આણ્યા. જવાહરે તરત જ એમની ઝાટકણી કાઢવા માંડી : 'કોણે તમને આવી અક્કલ સૂઝાડી? આ કામ શરીફ માણસનું ન હોય.' વગેરે, વગેરે. આમ થોડો વખત જવાહર એમને ખૂબ વઢ્યા ને પછી એમને શું જોઈતું હતું તે પૂછ્યું.

પછી તો જવાહરે એમની વાતો શાંતિથી સાંભળી ને તરત જ એમની ફરિયાદો વિષે તપાસ કરવાનો હુકમ કર્યો. પેલા મોટરની આડે સૂઈ જનારાઓએ 'જવાહરલાલજીકી જય', 'ભારત માતાકી જય'નાં સૂત્રો ઉચ્ચાર્યાં ને હર્ષભેર જવાહરને વંદીને સૌ પોતપોતાને ઘેર ગયા.

[૯૯]

## પુણ્યપ્રકોપ

**અલ્લાહાબાદના** નવા રેલ્વે સ્ટેશનનો શિલારોપણ-વિધિ કરવાનો હતો. ઘણો મોટો સમારંભ યોજવામાં આવ્યો હતો. ઘણા દિવસથી એ પ્રસંગ માટે તડામાર તૈયારીઓ ચાલતી હતી. સને ૧૯૫૫ની સાલની આ વાત છે.

આ સમારંભ માટે રેલ્વે પ્રધાન અને મોટા મોટા અમલદારો અલ્લાહાબાદમાં એકત્ર થયા હતા, અને એમની જાત દેખરેખ હેઠળ બધી તૈયારીઓ થતી હતી. પૈસાની પણ કોઈ કમીના નહોતી, અને તૈયારીઓ પણ પૂરતી કરવામાં આવી હતી. પણ છેક છેવટની ઘડીએ ધ્વનિવર્ધક યંત્રો બગડ્યાં, અને સભામાં ખૂબ ગડબડ મચી ગઈ.

જવાહરને સાંભળવા દૂરદૂરને ગામડેથી લોકો આવ્યા હતા. જવાહર જેવા બોલવા ઊઠ્યા તેવા જ લોકોએ 'સંભળાતું નથી, સંભળાતું નથી'ની બૂમો મારવી શરૂ કરી દીધી. જવાહરને એમ હતું કે ઘણે લાંબે ગાળે પોતાના વતનના લોકોને મળાશે. એ લોકો પોતાને સાંભળ્યા વિના નિરાશ થઈને પાછા જાય એ પરિસ્થિતિ જવાહર બરદાસ્ત કરી

શક્યા નહિ. એમનો પિત્તો એકદમ ઊછળ્યો. એમણે પૂછ્યું : 'કોણે આવી બધી ઢંગધડા વિનાની ગોઠવણ કરી છે? આ તો આશ્ચર્યજનક અવ્યવસ્થા છે! હું તો આથી ત્રાસી ગયો છું. આ અમલદારો તો ફક્ત કાગળિયાં પર સહીઓ જ કરી જાણતા લાગે છે!'

એક જણે જવાહરને પરિસ્થિતિ સમજાવવાનો પ્રયત્ન કર્યો એટલે જવાહરે એને એકદમ બેસાડી દીધો અને કહ્યું : 'મારે કાંઈ ખુલાસો સાંભળવો નથી. એકવાર લડાઈમાં હાર્યા એટલે હાર્યા, પછી શા માટે ને શી રીતે એ બધી ખોટી માથાકૂટમાં મારે પડવું નથી.'

જવાહર લાઉડસ્પીકરો ચાલે તેની રાહ જોઈને થોડીવાર સુધી ધૂવાંપૂવાં થતા બેસી રહ્યા. આખરે એમની ધીરજ ખૂટી. એમણે જણાવ્યું : 'આ લોકોને નોકરીમાંથી કાઢી મૂકવા જોઈએ. તમે બધા નાલાયક છો! જવાબદારીનું તમને જરાય ભાન નથી. તમારા જેવા અમલદારોના હાથમાં રાજ્યનું તંત્ર મુકાય તો રાજ્યના બાર જ. વાગી જાય!'

જવાહરે આ બધું આવેશપૂર્વક અત્યંત ઊંચા સાદે કહ્યું, ને આટલું ઓછું હોય એમ એમણે ત્યાં મંચ પર બેઠેલા અમલદારો તરફ આંગળી ચીંધી. અમલદારો બિચારા શું કહે? એ તો શરમના માર્યા નીચું જોઈ રહ્યા.

અમલદારોને આમ ઠપકો અપાતો જોઈને લોકોને તો ખૂબ ગમ્મત પડી. જવાહરને સાંભળવા નહિ મળે એમ માનીને કેટલાક લોકો પાછા જતા હતા, ત્યારે બીજા કેટલાક

લોકો કહેતા હતા: 'હવે જુઓ ને ગમ્મત! જવાહરલાલજી હજી આ અમલદારો પર વધારે ચિડાશે અને આપણને એમના પુણ્યપ્રકોપનો નવો જ અનુભવ થશે.'

જવાહર તો હજીય અમલદારો ઉપર પોતાનો રોષ ઠાલવતા જ હતા.

આખરે મહામહેનતે લાઉડસ્પીકરોએ કામ આપ્યું ને જવાહરે સભાને સંબોધી. પોતાના ભાષણમાં એમણે અમલદારોની બિનજવાબદારીથી પ્રજાને અગવડ પડી તે માટે પોતે માફી માગી

એમના ભાષણમા પણ સરકારી તંત્રની અણઆવડત પ્રત્યે એમનો પુણ્યપ્રકોપ પ્રજ્વળી ઊઠચો હતો લોકોને એથી ખૂબ ગમ્મત પડી ને અમલદારો બિચારા પ્રવચન દરમ્યાન સમસમીને બેસી રહ્યા!

[ ૧૦૦ ]

## સમાજવાદની સ્થાપનાની પ્રતિજ્ઞા

**મહાસભાનું** ૧૯૫૫ની સાલનું અધિવેશન અવાડી મુકામે ભરાયું હતું. મહાસભાના પ્રમુખપદનો હોદ્દો શ્રી ઢેબરભાઈને સોંપવામાં આવ્યો હતો.

કોંગ્રેસના પ્રમુખપદનો જવાબદાર હોદ્દો ઢેબરભાઈને સોંપતાં જવાહરે જણાવ્યું: 'કોંગ્રેસને હવે ઔદ્યોગિક ને સામાજિક ક્રાન્તિના પ્રણેતા બનવાનું છે. અને એ ક્રાંતિ શાંતિમય રીતે લાવવી છે.'

આ કોંગ્રેસ અનેક દૃષ્ટિએ ઐતિહાસિક હતી. એમાં એક ક્રાન્તિકારી ઠરાવ પસાર થયો તે જવાહરની કુનેહ, વિવેકબુદ્ધિ અને મુત્સદ્દીગીરીને જ આભારી હતો. જવાહરની પ્રેરણાથી કોંગ્રેસે હવે પછીના પોતાના ધ્યેય તરીકે સમાજવાદી સમાજની સ્થાપનાનો સ્વીકાર કર્યો. અને એમ કરીને પ્રજાસમાજવાદી પક્ષને સખત ફટકો માર્યો.

આ ઠરાવ પર બોલતાં જવાહરે પોતાની પ્રેરક જબાનમાં કહ્યું કે :

'સમાજવાદી સમાજના ધ્યેયની સિદ્ધિની આડે આવતા

તમામ પ્રકારના અવરોધો દૂર કરાશે. ‘સમાજવાદ’ શબ્દ મૂકવા માત્રથી સમાજવાદ આવી જવાનો છે એમ માનવાની ભૂલ કરશો નહિ આપણે જો એમ કરીશું તો આજ સુધી જે લોકો સમાજવાદની વાતો કર્યા કરે છે તેમના વર્ગમાં આપણે પણ આપણી જાતને મૂકી દઈશું, અને એ આપણી પીછે હઠ લેખાશે

‘ઠરાવ ખૂબ જ અગત્યનો છે, એનું કારણ એ છે કે, માત્ર કોંગ્રેસને જ નહિ, માત્ર સરકારને જ નહિ, પરન્તુ દેશને એ માર્ગદર્શન આપે છે એ આપણી વિચારસરણીમાં એક મોટો પલટો સૂચવે છે. એ પલટો ખૂબ જ મહત્ત્વનો ને સાચી દિશામા છે

‘હવે પછીની આપણી બધી યોજનાઓ સમાજવાદી સમાજને દૃષ્ટિ સમક્ષ રાખીને ઘડાવી જોઈએ પણ જો આપણે એની સ્થાપના માટે, યુરોપની વર્ગવિગ્રહની ભાવનાને અનુસરીશું તો એ મૂર્ખાઈ જ ગણાશે.

‘મહાસભા માટે આ ઠરાવ એક નવું પ્રસ્થાન કહી શકાય’ ..આપણે ત્યાંના સમાજવાદનો આકાર હિન્દનો વિશિષ્ટ વ્યક્તિત્વવાળો હશે આ ઠરાવ હિન્દની પ્રજાની આશાઓ ને ઉમેદો વ્યક્ત કરે છે, માટે હું એ પેશ કરું છું. આ ઠરાવ દ્વારા હું પોતે પ્રતિજ્ઞા લઉં છું ને તમને સૌને એવી પ્રતિજ્ઞા લેવડાવું છું કે આપણે સમાજવાદની સ્થાપના કરીને જ જપીશું. મને ખાતરી છે કે આ ઠરાવ એકેએક દેશ વાસીના આંસુ લૂછશે.’

અંતમાં જવાહરે જણાવ્યું :

'અવાડીએ હિન્દને જે નવું માર્ગદર્શન આપ્યું છે, તેને માટે, અને અહીંથી અમે અમારા દિલમાં જે આતશ લઈને જઈએ છીએ તેને માટે આ અધિવેશન અમારા સ્મૃતિપટમાં ચિરસ્મરણીય બની રહેશે.'

બોલતાં બોલતાં જવાહર એટલા લાગણીવિવશ બની ગયા, કે તેઓ કોંગ્રેસપ્રમુખ જ્યાં બેઠા હતા, ત્યાં પહોંચી ગયા અને ઉત્સાહના અતિરેકમાં એમણે પોતાની શક્તિની વાત કરી અને પોતાની ઉંમરના કોઈ પણ માણસને તરવામાં, દોડવામાં, ઘોડેસવારીમાં કે કૂદવામાં પોતાની હરીફાઈ કરવા જણાવ્યું.

શી જવાહરની ચપળતા અને યુવાનને પણ શરમાવે એવો થનગનાટ !